# THE LIFE STORY
## OF
# ARDASHIR KOTWAL BAHADUR

**A narrative in verses of the lives and works of the great Parsi men of Surat of the eighteenth and nineteenth centures**

**with**

**illustrations**

**and**

Commentaries

*by*

DHUNBAI BOMANJI WADIA.

**First Edition.**

**1930 A. D.** **1299 Yz.**

---

### અહેવાલે

# અરદેશર કોટવાલ બહાદુર.



સુરતમાં આગલી સદીમાં થઇ ગયલા પારસી વિરલાઓ કે જેવો બહાદુરી ને વફાદારીથી સેવા બજાવી ગયા તેવોનો હેવાલ.



ચિત્રો સાથે.

તવારીખી સહાદત સિક્કે સંગ્રહ કરી પ્રગટ કરનાર ને લખનાર

**ધનબાઇ બમનજી વાડીઆ.**



પહેલી આવૃતી.

ઇ. સ. ૧૯૩૦. ય. ઝ. ૧૨૯૯.

કીંમત રૂ. ૩.

---



આ પુસ્તક "શ્રી નટવર પ્રીન્ટીંગ પ્રેસ," સેન્ડહર્સ્ટ રોડ સંઘવી સદન,
મુંબઇમાં, શા. ચુનીલાલ અમીચંદ ઝવેરીએ છાપ્યું છે,

અને

ધનબાઈ બમનજી વાડીઆએ ચોપાટી,
દાદીશેઠ રોડ, ગાથા-નિવાસ, મુંબઈ મધેથી પ્રસિદ્ધ કર્યું છે.



Late Mr. Sorabji Edulji Hirji Wadia, Jagirdar.



મરહુમ શેઠ શોરાબજી એદલજી હીરજી વાડીઆ, જાગીરદાર.

જનમ — ઇ. સ. ૧૮૩૬.

મરણ — તા. ૧[illegible] એપ્રેલ ૧૮૯૪.

# અર્પણ પત્રિકા.



મારી જન્મભૂમીની મગરૂરતા

બતાવનારા

સુરત શેહેર મધે

આગલા વખતમાં સાદા નામથી

પ્રખ્યાત થઈ ગયલા

**અરદેશર કોટવાલ**

અને

તેમના નામવર કુટુંબીઓની

તવારીખ

બહાર પડેલી જોવાની ઉમેદ

પોતા સાથે રહી જવાથી

આ મારૂં લખાણ

તે મારા અસરાફ પીતાજી

**મરહુમ શેઠ શોરાબજી એડલજી વાડીઆની**

પવીત્ર યાદમાં

સર ઝુકાવી

હું અર્પણ કરૂં છું.

ધ. બ. વાડીઆ.

# સાંકળીયું.

## ભાગ બીજો.





# આ તવારીખમાં સહાદતો મેલવવા લીધેલાં પુસ્તકોની મદદ.

---

| તખલુસ. | કર્તાના નાંમો. | |
|---|---|---|
| પા. પ્ર. | પારસી પ્રકાશક. | બ. બે. પટેલ. |
| " એ " | ખાનબહાદુર અરદેશર કોટવાલને તેમણી જીંદગીનો સંક્ષેપ. | સુરતવાલા પાલનજી બેજનજી કોટવાલ અસ્તક આવેલી દીસે છે. |
| સદીની સહાદત. | ધ. બ. વાડીઆ | જુના હસ્ત લેખ ઉપરથી. |
| સુરનજી. | ર ન. મુનશી | મરાઠા બુક બાલાજી બાજીરાવ પેશવાચી રોજનીંચી. |
| જામે જમશેદ. | ઇ. સ. ૧૮૫૦ની નકલ | જુદા જુદા પરચુટન ફકરાઓ |
| "મારી મુંબાઇ બહારની રુહેલ." | ડા. જીવનજી જ. મોદી | |
| ઇરાંનશાહ તવારીખ | શ. કા. હોડીવાલા | કાવશા માનેકશા તાલેયરખાંન અસતક. |
| 'નેક શાતખાંન." | કાવશા મા. તાલેયારખાંન | |
| જુની દીશાપોડી વંસાવલી. | | માતાજી બાઇ કુવરબાઇ શેરા બજી વાડીઆ અસતક. |

## એ ઉપરાંત.

ધી સીટીઝ ઓફ ગુજરાષ્ટ, રોબટસનં, જેંનટલમેન ગેઝેટ, બોમ્બે કુરીઅર, ધી તેલીગ્રાફ. મુંબાઇ સમાચર, પારસી તવારીખ દો. ફ. કરાકાવાલી. ગુજરાતમીત્ર હિરક મહોત્સવ, પારસી કિર્તી પ્રકાસ, ધ. ન પટેલની વગેરે ઉપરાંત થોડીક બુઝરગોથી સાંભલેલી દંતકથાઓ વગેરે.

સાવકશાહ
|
રામશાહ
|
પદમશાહ
|
ધનજીશાહ—મનચેરશાહ ઉર્ફે મનજીશાહ
|
ધનજીશાહ શેઠ

કાવસશાહ
નાં
ધણીઆંની
જાઇ કાનજી ભીમજી વાડીઆના બેટી તે
| નેકશાતખાનના માંએ

જેવો અટકે
(ધનજીશા મનજીશા ધનજી પદમશાહનાં)
કહેવાતા

નાનાભાઈ — શેરાબજી (નેકશાતખાન)
ધણીઆની જાઇ તે
ફકીરા મનજીના બેટી
|
ભીખાશાહ—અરદેશરજી—પેસતનજી—દોસાભાઇ
ધણીઆની (બહેરેમદખાંન (તાલેયારખાંન)
નવાજબાઇ ધણીઆની
વીરબાઇજી બહોલો વંસવેલો — દીનશાહ જાનશાહ
|
કાવશાહ—ધનજીશાહ—દારાશાહ—પુંજીઆભાઇ
ધણીઆની
જીવીબાઈ પેસ્તનજી તાલેયારખાનના બેટી
|
પીરોજશાહ
ધણીઆની
બાઇજી હોરમજી
એડલજી ચોકસીનાં બેટી

અરદેશર (તવારીખી નર)
ધણીઆણી
આવાંબાઈ હોરમજી ભીમજી મોદીના બેટી
|
જહાંગીર શાહ
ધણીઆની
દોસીબાઈ એડલજી હીરજી વાડીઆના બેટી
|
નાં દત્તક ભાઇ **શેરાબજી એડલજી વાડીઆ**

ઉપલી વંસાવલી મારાં આપીકાં વૈરની જુની દીસાપોડી ઉપરથી લેવામાં આવી છે.
ઉપલી વંસાવલી સાથે જાણીતા મુંબાઇના વાડીઆ ખાનદાનની વંસાવલીમાં જોતાં.

——મનજી-(નેકશાદખાનનાં ધણીઆણીનાં બપાવા દીસે છે)
દાદા
માનેકજી
રતનજી અ. વાડીઆ — નસરવાનજી
કૃત — લવજી ૧૭૧૦-૧૭૭૪. — વે. બ. વાં

# બનામે ખુદા.

પાક અહુરમઝદ પહેલાં તહને મારી નમાઝ હોજો.

ત્યાર બાદ

તહારાં પેદા કીધેલાં અશો નર અને નારીઓને

મારૂં નમવું પહોંચજો.

## પ્રગટ કરનાર તરફનો ખુલાસો.

સુરત શેહરમા ઇ. સ. ૧૯ મી સદીમાં પ્રખ્યાત થઇ ગયેલા બહાદુર અરદેશર કોટવાલની કિર્તી અને તેનાં વડવાઓની કારકિર્દીનુ પુસ્તક રચી બહાર પાડવાને કંઇક વર્સોની મારી ઉમેદ તે કીરતારે પાર પાડી છે માટે તે સાહેબનો હું પહેલાં આભાર માની આગલ વધું છું.

આગલા વખતમાં આપણાં પારસી ઘેરોમાં કેટલીક વખાણવા જોગ રીતીઓ જાયેજ હતી, જેમાં નાંઢલાં બાલકો આગલ રાજા પાદશાહની કે નસીયતની ચાનકરૂપી વાર્તાઓ કરવામાં આવતી જે વાર્તાઓ બચ્ચાંઓનાં કુંમળા મગજ ઉપર સારી અસર કરી સારો ધડો સીખવતી. (જો કે તે વેલાના બાલકોને માટે આજના જેવા નિર્ગમન કરવાને માટે સીનેમા નાટક કે એવાં મોજમઝાહના પુરતાં સાંધણો તો નહીજ હતાં.) હવે જ્યારે ઉપર જણાવ્યું તેમ રાજા પાદશાહની વાતો ઉપરાંત બચ્ચાંઓ આગલ, ખાસ કરીને સુરત જીલ્લામાં થઇ ગયેલા બનાવ તરીકે અરદેશર કોટવાલની બહાદુરીની વાતો કરવામાં આવતી ત્યારે કુદરતી ઉત્સાહ ફેલાતો. સુરત ઉપરાંત મુંબાઇ તો શું પણ દરેક સ્થલે તે જમાનાની એક જીવતી જાગતી ખરા બનાવની વાત કહેવાતી અને આજેબી તે બુઝરગોને જાણીતી છે.

આપણે ચાલુ જમાનામાં જોઈ રહયાં છીયેજે દીન ઉગતે કંઈ ગણત્રી ન થઈ શકે એટલા સુધારા વધારા થતાં જાય છે. એટલુજ નહી પણ એકસો

વરસ પરનું વાતાવરણ જોતાં આજે આસમાંનથી જમીન સુંધીનો ફેર માલુમ પડે છે. તેમાં છેલ્લાં ૩૦ વરસનો અનુભવ જોતાં અદભૂત અચરતી પમાડનાર અખ્તરાઓ બનતા જાએ છે, જે આજે પાછલથી જોતાં એક સાધારણ અકકલનું બલકે દમ વગરનું હોય એમ જણાયે છે. પણ તે સઘલાની કંઇ ઉત્પંતી મ્હાન બળવાન ભેજાં વગરતો થઇ શકતી નહીજ હશે. ત્યારે મારે આ જણાવવાનું કારણ એટલુંજ કે એકસો વરસ પર થઇ ગયેલા એક મહાન બળવાંન ભેજાંના આદમીની જીંદગીના અસાધારણ બનાવો તે વખતનું વાતાવરણ જોતાં અદભૂતજ કહી શકાયે.

ગુજરાતની આગલી તવારીખનાં પાનાંઓ જોતાં તે વેલાએ એવા એવા જુલમાત–ચોરી–લુટફાટનાં ત્રાસદાયક દાખલાઓ અને હેમતનાક દુઃખોનાં બનાવો બનતા કે તે દુઃખો ટાલવાને માટે તે વેલાનાં બાહોશ આદમીઓ હારીખાતા, અને તેઓના ઉપાયો ચાલી શકતા નહી. પણ ત્યારે ખુદરતે તેની હદ પણ જાણે પુરી કરાવી અરદેશર કોટવાલને સુરતમાંજનમ આપ્યો.

અરદેશર કોટવાલની તવારીખ એવોના બાપના બપાવા શેરાબજી નેકસાંતખાન (ઈ. સ. ૧૬૯૭–૧૭૭૨) થી શરૂ થાયે છે. દીલ્લીના શહેનશાહના આમણત્રનથી સુરતના નવાબ સાહેબે શાકી ઘડીઆલ દરૂસ્ત કરવા એવણને ત્યાં મોકલ્યા, અને તે ભાગ્યશાલી ઘડીઆલ ચાલુ કીધાથી દીલ્લી દરબારમાં એવો વખણાયા અને નેકસાઅતખાંનનો ખેતાબ મેલવ્યા ઉપરાંત એવોના બંન્ને બેટાઓને પણ દીલ્લી શાહનશાહતે ઉમરાવી બખ્સી. બરજોરજીને બહેરેમંદખાન અને નાંહલા બેટા પેસતનજીને તાલેયારખાંનના ખેતાબોથી નવાજીઆ. એવણ ૧૫ વરસ દીલ્લીમાં માંન મેલવી કુંટંબ સહીત રહ્યા. હવે જ્યારે ઇ. સ. ૧૭૫૯ માં બ્રીટીશ હકુમતની સ્થાપનાં સુરતમાં દાખલ થઇ તે વેલા એવોની હુશીયારી જોઇ દીલ્લી સલતનતે નેકસાઅતખાંનને સુરતના એજંટ માટે પહેરામણીઓ આપીને રવાના કર્યા અને બ્રીટીશ શાહનશાહતનો પાયો રચવાની સઘલી સામગ્રી અરસપરસની ભેટ થઇ અને ત્યારથી સુરતમાં બ્રોટીશ કાબુ નેમાંયો. એ સઘલુ જોતાં નેકસાઅતખાંને ઇતીહાસીક ભાગ ભજવેલો દેખાય છે. બરજોરજી બહેરેમંદખાને (ઈ સ. ૧૭૧૭–૧૭૯૧) પોતાના બાપ પછીથી સરકારી

બાબદોમાં નાંમ મેલવ્યું હતું, પણ બરઝોરજીનાં બેટા ધનજીશાહ બહરે-મંદખાંનથી વધુ કારકિર્દીની શરૂઆત થઇ હતી. ધનજીશાહ (ઇ સ. ૧૭૭૦–૧૮૧૦) સરકારી નોકરીમાં માંનવંતા ઓધ્ધા પાંમીઆ, જ્યારે બોહ્રાનમાં એક મુસલમાંન ફકીરે ધર્મ સંબંધી બંદ જગાડયો ત્યારે કેપટન કનીંગહામ સાથે ધનજીશાહ બોદ્રાંન ગયા ત્યાં ફકીરને સમજાવી સરણ થવા કહેતાં ઈ સ ૧૮૧૦ની તા૰ ૧૯ મી જાનેવારીએ ધનજીશાહની કતલ થઈ હતી, અને તેનો બદલો જનરલ આબેરક્રોમ્બીએ તે બલવો સખત હાથે દાબી દેવા પછી વાલી આપ્યો હતો તે દીવસથી નાંમદાર બ્રીટીશ સરકારે એ કુટંબની મુરબીગીરીનો પાયો રચ્યો હતો

ધનજીશાહના બે બેટાઓ જેમાં વડો પીરોજશાહ (ઇ. સ. ૧૭૮૬–૧૮૮૩) અને બીજો અરદેશર (ઇ. સ. ૧૭૯૬–૧૮૫૬) તેઓને નામદાર સરકારે તેઓની નાંહની ઉંમર જોઇ પોતાની સંભાલમાં લેઇ દરેક રીતની કેલવણી સાથ મોટા કીધા અને પોતાના વફાદાર સેવકો બનાવ્યા, કે જેનો વલતો બદલો એ બેઉ ભાઇઓએ પુરેપુરો અને ઇંચે ઇંચ વાલી આપ્યો હતો. લાયક જવાનીએ ઉંમરમા આવતાં તેઓ બંધેને સરકારી નોકરીમા રાખી પાયરી દરપાયરીએ તેઓની ચંચલઈ જોઇ વધારવામાં આવ્યા હતા. તે કયાં સુધી જે આખા સુરત જીલ્લાની હાકમીએ બેઉ ભાઇઓ જુદા જુદા ઓધ્ધાઓ ભોગવવા લાગા, તેઓએ રાજ રૈયતની સરખી સેવા બજાવી અને પુરતો સંતોષ ઇનસાફ આપ્યો હતો.

પીરોજશાહને ચીફ ડીવીઝનલ ઓફીસર (૮૪ તાલુકાના મામલતદાર) દેશી રાજ્યોના પોલીટીકલ એજંટ–રેવેન્યુ કલેકટર–સદર અમીંન વગેરેના ઓધ્ધાઓ હતા. જ્યારે અરદેશરને શેહરની કોટવાલી પર નેંમીઆ. ત્યારે બંધે ભાઇઓ સંપીલા પણ જુદીજ પ્રકૃતી ધરાવતા. પીરોજશાહ સાદાઇથી ટેક રાખતા પણ અરદેશર રોબવંતા દમામદાર તેમજ પોતાના કામમાં સખત રહેતા. પીરોજશાહના ગુજર્વા પછીથી એ સઘલા ઓધ્ધા અરદેશરને કોટવાલી ઉપરાંત મલ્યા હતા. ઈ. સ. ૧૮૨૦ થી એવોની કારકિર્દીની સરૂઆત જોવામાં આવે છે.

સુરત જીલ્લામાં તે વેલાનો ભારી ત્રાસ વાંચનારને અણજાંન તો નહીંજ હશે કે દરીઆ માર્ગે અથવા જમીન રસ્તે જાંનમાલની સલામતી તો

નહીંજ હતી. તલવારીઆ ભીલો ને પીંઢારાઓ ચોરી ને લુટફાટથી રૈયતનાં જીવને ગોયા સીકકે ઓલવતા હતા. ધાસ્તી અને બીહકની મારી રૈયત હેબતથી મારી જતી. દરીઆમા લુટારૂ ચાંચીઆઓના ધારાં પડી રહેતાં અને જુલમ જાસ્તીમાં કાંઇ બાકી રહેતું નહીં હતું. એ સઘલાં દુઃખો અરદેશર કોટવાલે પોતાની હુશીઆરી અને બહાદુરીથી ટાલીને જુંલમાતમાંથી રૈયત ને બચાવી. તેના માટે એવોને ભારે શ્રમ વેઠવો પડીયો હશે તેમાં કાંઈ પણ અતીશયોક્તી નથી. તન મન અને ધનના ભોગ આપ્યા વગર એવા ત્રાસ દુર થયા હશે નહીં. શેહરની રક્ષામાં રાતની રખેવાલી અને દીવસના ઇનસાફ આપવા માટે ઘડીયાલ માફક ચોકસ રીતે કાર્યક્રમે ખંતથી પોતે સેવા બજાવતા. તેણે માટે આપણે એમ કહી શકીએ કે જેમ એક બહાદુર અને બાહોશ નાખોદાહે પોતાના હાથથી સૂકાન પકડી ભારે તુફાન અને રંજ વચ્ચેથી તે કીસ્તીને કીનારે લાવે તેમ તેવણે સુરત શેહરનું સૂકાન ધર્યું હતું. જ્યાંના હાકેમ, રાજ, અને રૈયત એવણ પર ફીદા થઇ ચુકી હતી, અને એવણુનો ફરી ફરીને ઉપકાર માનવાને જાહેર થતાં નામદાર અંગ્રેજ સરકારે તેમનાં માંનમાં છ વેલા દરબાર ભરીને જાગીરીનાં ગામો-ઘોડા-પાલખી-રસાલા-ચાંદનો ખેતાબ-તલવારો અને સરપાવોની ભેટ એનાયત કીધી હતી તેમજ દેશી રાજયો તરફથી પોતાની સેવાના બદલામાં પણ ભારે માંન મેલવતા થયા હતા. એવણ માટે એવું કહેવામાં આવતું જે સાતમી દરબાર થતે તો સેનાધીપતી કહેવાતે.

રૈયતના ફાયદા અર્થે જેઓ સવાલ સરકારમા નાંખતા તે રદ જતા નહી, એટલુંજ નહી પણ વેલાતની પાર્લામેંટમાં એવોની પ્રસંસાને ભારે વખાણ થવા પામી હતી.

સુરત શેહરમાં આગ અને રેલની આફતતો અવારનવાર વરસેલી રહેતી જે અઇયામમાં એવણ ખરે પગે મહેનત લેતા અને જ્યારે એ કહેર ખતમ થતો ત્યાર પછીજ ઘેરે જતા અને દીવસો વેર રાત દીવસ એકજ ગણતા. તેવણ પોતાની બાપીકી ભૂમીની દાઝ ધરાવતા. અનેક રીતના શેહર સુધારા માટે એવણનું ધ્યાન દોડતું અને ગાંઠના પૈસા ઉમેરીને શેહર સુધરઇની યોજનાઓ રચતા.

કીરતારે દરેક ચીજની હદ મુકી છે તો તેમાં અરદેશર કોટવાલ કેમ બાકી રહી જાય! તેઓની ભરે અદેખાઇઓ થવા લાગી અને એ વખત આબરૂ લેવા ભંગાણ પડીયું, પણ તેમાંથી તેવણ તો બા-ઇજ્જતથી એવડાં માંન સાથે છુટા થઈ ગયા હતા. તેવણ મારે મોટા અમલદારો વખાણ ગાતા એટલુંજ નહી પણ અરદેશરની સલાહ લેતા અને તેવણને The Great Man of his Age કહેતા તેમજ વેલાતમાં જો એ નર પેદા થયો હતે તો ગવરનરીએ પહોંચ્યો હતે. વલી તેવોનાં દમામદાર કામોની સાબેતી આ ઉપરથીજ જણાસે કે જ્યારે તેમની ખાલી પાલખી પણ રસ્તેથી જતી હોય ત્યારે તેને પણ લોકો સલામી આપતા. એજ દેખાડી આપે છે જે કંઇ જેવાં તેવાં કામોથી તો નહીંજ પણ મહાન બલવાન ભેજાંના સુરાતનપણાથી આટલું માંન રાજ રૈયતની સરખી સેવાએ મેલવ્યું હશેજ. તેવા એક બહાદુર નર માટે આપણે વીચારી શકાય જે તેના કામ તરફ જોતાં તેનું નામ યાદગાર રહેવું જોઇએ કે ઉધરતી ઓલાદને તે બોધ સમાન થઇ પડે.

આજનું હીન્દુસ્તાનનું વાતાવરણ મહોત અને જીવત વચ્ચે ડોલાખાતું નજરે દીસે છે. નથી સંપ કે સલાહ, નથી શાંતી કે આશાની, ગોયા રાજ અને રૈયત વચ્ચે ફેતૂનો સેતારો વરસી રહયો છે, અશાંતી વ્યાપી રહી છે, તેવા ભયંકર સમયે અરદેશર કોટવાલ જેવા અનેક નરની જરૂર છે. હાલની બધે બાજુએ ઇનસાફની કટોકટ નેમ આવીને ઉભી રહી છે તેને કેવી રીતે પાર ઉતારવી એ એક ઉખ્યાણ સમાંન થઈ પડેલી સ્થીતીમાં એવા મહાન લવાદો ધરતી પર જનમ પાંમો અને સુલેહ થાવો. આમીન!

મહેરબાંન વાંચનાર, આ તવારીખનું લખાણ ઇ. સ. ૧૯૦૮ ના સાલમાં મેં સરૂ કીધા બાદ વચમા કેટલાંક વરસો મને પડતું નાંખવું પડીયું હતું, પણ પાછલથી વીચારતાં લાગ્યું કે જે એક મારા બચપણની ખાહેશ ધરાવતી એ ફરજતો મારે પુરી કરવીજ હતી, અને પાછાં પાનાં હાથ ધર્યાં.

તવારીખના સમાવેશમાં સહાદતો ઉપરથી કેટલીક બાબદો લેવામા આવી છે, કે જેમાં જુદાં જુદાં લખાંણો વર્તમાન પત્રો, પારસી પ્રકાશ, ટુંક સક્ષેપો અને તે ઉપરાંત જેબી કાઈ લખાણ મલીયું તેમજ બુઝરગોથી સાંભલ્યું તે સરવે હેકાયતો મેલવીને સરલ રીતે એકન્નાંઢલાં પુસ્તક રૂપે રચવામાં આવી છે. તેમજ સાલ-સંવત-તારીખ-માહ--રોજ વગેરેની વાસ્તવીક નેંમ સાચવવામાં આવ્યા છતાં કાંઇ ખામી માલમ પડી-આવે તો મહેરબાંન વાંચકોએ તે માટે દરગુજર કરવું. કારણ કે જાહેરમાં આ મારૂં પહેલું પુસ્તક છે. જ્યારે ઇ સ ૧૮૭૨ ના સાલમાં "એ" નાં તખલુસ હેઠલ એક પારસી તરફથી "ખાન બહાદુર અરદેશર કોટવાલ તેમની જીંદગીનો સંક્ષેપ" એવા મથાલા હેઠલ એક ચોપડી બહાર પાડવામાં આવેલી હતી અને તે ચોપડી તે વેલા મરહુમ બાઇ સાહેબ આવાંબાઈ અરદેશર કોટવાલ ઉપર સુરતનાં મરહુમ શેઠ પાલનજી એજનજી કોટવાલે પોતાના અક્ષરે લાલ સહીથી કેટલાંક પાનાઓ ઉપર નોંધ કરીને મોકલાવી હતી. અને પાછલાં પાના પર એવો વધુમાં લખતાં——— ભવીષ્યમાં બીજાને માટે આગાહી ધરાવી ભલામણથી લખી જાયે છે કે———'અરદેશરજીને ત્યાંના કોઈપન પાછલથી સુધ્ધ કરીને છપાવસે તો કંઇક વધારે મદદ મલશે'. તે નોંધ કરનાર શખ્સની આગાહી આજે બર આવતાં નજદીક ૫૮ વરસનો લંબાન વખત વહી ગયેલો છતાં તેવો ભેગી બીજી કેટલાંક લખાણની મદદે આ તવારીખનુ કામ પાર પાડવાને પરવરદેગારે મને શકિતવાન બનાવી છે. વલી ઉપલા "એ" પણ લખે છે કે "અંગ્રેજના ગ્રંથ ઉપરથી અને તે વખતે જાતી મહેનતે નાંમાકિંત શેઠીઆઓ તરફથી અરદેશરજી માટે "બ્રીગ્સ" પોતાના 'ગુજરાષ્ટ્ર' નામના ગ્રંથમાં ઈ. સ. ૧૮૪૯ ના સાલમા લખી ગયો છે ને તેમાં પણ તેણે ૬ ભુલ કરી છે."

તવારીખનું લખાણ બેતમા રચીયું છે, અને નોટથી જુદી સમજણ આપવામાં આવી છે. ચાલુ વર્તન જોતાં કેટલાંક મહેરબાંનો તરફથી બેતનાં લખાણ માટે નાપસંદગી જણાવવામાં આવી. તે માટે મને ગધ્ધ કરતાં પધ્ધમાં લખવાને સહેલ થઇ પડયું હતે પણ પુરૂ થયા બાદ હું ફેરવી શકી નથી કારણ જે લંબાન વખત વહી જવા છતાં અને બેતનું લખાણ ખુલી રીતે સમજણ પડવા જોગ જોડેલું હોવાથી મહેરબાંન વાંચનાર

તેને અનૂકુલ લેખશે એવી મારી વિનંતી છે. વલી તવારીખના પાછલા ભાગમાં અરદેશરજીની બહાદુરીનાં કેટલાક દાખલાઓ "એ" ની ચોપડીમાંથી ટાંકી બતલાવ્યા છે તેમજ તે ઉપરાંત બીજો જાણવા જોગ દાખલો પણ લીધો છે. વલી કમીના હાથે અરદેશર કોટવાલનો ગરબો જોડી આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યો છે.

આગલા વખતમાં પારસી ઘેરોમાં શુભ પ્રસંગે અરદેશર કોટવાલનો ગરબો ગવડાવવામાં આવતો. તે વેલાની સુરતમાં ગરબા ગવડાવનાર પારસન બાઇ જેને રતનદોસી કહેવામાં આવતી• જેણીએ એકસો વરસની ઉંમર ભોગવી હતી અને વૃધ્ધ અવસ્તા વેર તેણીએ પોતાનો એ હુન્નર ચાલુ રાખ્યો હતો. તેણીના શબ્દોની રચના તેમજ ગવડાવવાની ધબ ઘણી વખણાતી હતી. પાછલથી તેની નકલ મુંબાઇવાલા મરહુમ શેરાબજી ચીકન છાપગરે પોતાની ગરબા સંગ્રહમાં આપી હતી. તે ગરબાઓ ભાઇ ધનજીભાઈ ન. પટેલનાં "પારસી કિર્તી પ્રકાશ"માં જોવામાં આવે છે. અરદેશરજીનાં ધણીઆની બાઇ આવાંબાઇના વખતથી કોટવાલનાં ઘેરનો રેવાજ માંગળીક પ્રસંગે કુંટબના નહાંનાથી મોટાં સાથે જોડાઇને અરદેશરજીનો ગરબો ગાઇ તે બહાદુર નરની યાદ દેવડાવતાં હતાં.

આ પુસ્તકમાં ચીત્રો આપ્યા ઉપરાંત મુખ્ય જરૂરી ચીત્ર જો અરદેશર કોટવાલની પોતાની સબી આજે મોજુદ હતે તો એક મોતેબર નેમ પુરી પાડી શકાતે, પણ કમનશીબે તેવણની સબી પણ નથી. મારા વડીલોએ તે માટે ઘણો યત્ન કરવા છતાં મેલવી શકીયાં નહી હતાં. એવણની ત્રીજી દરબાર વેલાનો એક ગરૂપ લેવાએલો કહેવાતો કે જેમાં નામદાર ગવરનર સર જોન માલકમ, અરદેશરજી અને સુરતના નવાબ સાહેબ મીર અફઝલુદીન અહમદખાન સાથ ત્રણુદોનો ભેગો ફોટો લેવાએલો હતો અને તે સબી મેલવવા માટે વેલાતમાં ઓ૦ એલેકઝાંનડર રાજર્સ સાહેબ પણ તલાશ કરવા છતાં નાસીપાશ થયા હતા પણ કઇક ખુદરતની મદદે અરદેશરજીની પોતાના હાથ દસ્કતની ગુજરાતીમાં લખ એલી એક સહી મારી "સદીની સહાદત"માંથી મને મલી કે જ્યારે લેકસફલોસીના કાયદા વેલાએ સુરતનાં શેઠીઆઓએ મુંબાઇ રવાના કીધેલી અરજી પર એવોની

સહી જોવાથી આ પુસ્તકમા તે આપી છે. કે જ્યારે તે સહી મારા જોવામાં આવી ત્યારે એ ઘડી તે છુપા ભેદના શાહેબ આગલ સર નમાંવ્યું અને એ ખુશીના આંસુ મારી આંખમાંથી પડીઆં જે--હું લખીઆ વગર રહી શકું એમ નથી. અને તવારીખમાં પણ એ સહીથી શંતોષ લેવા જોગ બીના લેખી શકાયે એમ ધારૂં છું.

વખત પોતાનું કાંમ કર્યો જાયે છે, એક સરખી સ્થીતી સદા રહેવા પાંમતી નથી. અરદેશર કોટવાલનું કિર્તીવંત નાંમ ભુલાતુ જાય છે એમ નહી પણ સુરત શેહર પર તેવોએ કીધેલી વફાદારીનાં કામોની નોંધ સદાના સરકારી પોઠાની તવારીખમા જાવેદાંનનાં કાયમ રહયા છે. કે આ ચોપડી "અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર" માં તવારીખના નરના કાંમોથી વાંચનારી આલમ જોઇ શકસે કે અરદેશર કોટવાલે તે વેલાની આફતના વખતમાં સુરત જીલ્લા ઉપરાંતના જીલ્લાઓમાં ઉત્તમ સેવા બજાવીને જીંદગી ખોહવાની બીન દહેસ્તે બહાદુરી ભર્યાં કામોથી સુરત શેહરની રૈયતને તેમજ તેઓની માંનીતી સરકારને ગોયા આભાર ટલે મુકી દીધાં છે કે જ્યારે આજે દલગીરી સાથે જોવું પડે છે કે તેવા એક બહાદુર નરની યાદગારી માટેનો એક ઝાંખો પડછાયો પણ દીસી શકતો નથી પરનતુ આ તવારીખ માટે નમ્રતા પુર્વક અરજ સાથ લખતાં આ નાંકેશ કલમને ન જોતાં બહાદુર નરોના કાંમ તરફ માંન ધરાવીને જોવાથી આ મારા પુસ્તકને જાહેરમાં જે ટેકો મલશે, તે સાથ નાંમદાર બ્રીટીસ સરકારને માંન આપ્યા બરાબર ગણાશે એવી હુ મહેરબાંન વાંચનારી આલમ પાસ આશાં ધરાવુ છું.

હવે મારે વિશેશ ભાર મુકી આ મારા અદના પુસ્તકને જે ટેકો મલનાર છે તે માટે બે બોલ આગલ વધીશ.

સમસઉલઓલમાં ડા૦ સર જીવનજી જમશેદજી મોદી Kt., B A, C. I. E., P. H. D., જેવોને સાદા નાંમે ડા૦ જીવનજી મોદી કહેતાં હું નહી ધારતી જે દુન્યાના ચારે ખુણામાં એવોની વિદ્વતા કોઇ પીછાનતું નહીં હોય. એવો ભાઇ કેટલોક વખત થયો આ લખાણુ માટે જાણુતા હતા, અને જ્યારે આ પુસ્તકની પ્રસ્તાવનાં લખવા મારા આગ્રહને માન આપી, એવોએ લખવા માટે ખુશી દર્શાવી તે માટે હું એવો વિદ્વાંન ભાઇનો ઉપકાર માની, મારા માટે અનુપમ માંન સમજુ છું.

ખુદરતનો ભેદ ઉકેલી શકાતો નથી, પન જ્યારે લંબાન વર્સોના વહેવા પછીથી, એક એવા વિદ્વાંન માણુસે તેનો "Foreward" લખ્યો છે કે

એવોની વિદ્વત્તા ભરેલી પ્રસ્તાવનાંથી આ "અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર" કાંઇ પણ શક વગર શંતોષ મેલવશે એવી હું ખાત્રી રાખું છું.

વલી થોડા શબ્દો લખી જણાવવાની જરૂર જોઉં છું કે આ પુસ્તક બહાર પાડવામાં જેઓએ ખરાં દીલથી મદદ આપી છે, તેઓમાં ગુજરાત કોલેજનાં પ્રોફેસર એમ. એસ. કોમેસેરીએટ I. C. S., M. A., ભાઇ કાવશાહ માનેકશા તાલેયારખાંન એડવોકેટ, ભાઇ રૂસતમ બ. પેમાસ્તર એડવોકેટ (હાલના પારસી પ્રકાશના કર્તા) તથા મરહુમ ભાઇ રૂસ્તમ ન. મુનશી વગેરે તથા બીજા ભાઈ બહેનનો આ ટકે હું આભાર માનવાની રજા લઉં છું. અને તેમાં વિશેષ ભાર મુકી મારે જણાવવાની અગતય સમજું છું કે આ તવારીખ છપાવવાને શરૂ કરવાની ઉલટ આપનાંર મારા બેટા જમશેદે પ્રુફો જોવા, તપાસવા, ગોઠવવા વગેરેનાં કામમાં મને મદદ લાગીને પુરતો શંતોષ આપ્યો છે, તેના માંટે હું મગરૂર છેઉં.

ઉપર જણાવ્યા ઉપરાંત જે પુસ્તકને લખાંણમાં વધુ મદદ મલી છે તે મુખ્ય ગ્રંથ પારસી પ્રકાશ અને બીજી "એ" નાં તખલુસ હેઠળની ચોપડી (એ ચોપડી મારા ભાઈ રૂસ્તમજી શોરાબજી વાડીઆએ સુરતથી ૧૯૧૫ના સાલમાં મારા ઉપર મોકલાવી આપી હતી). એ બેઉ પુસ્તકોનો મને મોટો ટેકો મલ્યો છે.

તવારીખમાં બની શકતી યોજનાએ થોડાંક ચીત્રો રજુ કર્યા છે. ગઇ સદીનાં કેટલાંક વધુ ચીત્રો આપવાને મરી ખાયેશ હતી. જેણા માટે બનતી મહેનત લેવા છતાં મેલવી શકાઈ નથી; પણ જેટલી મારાથી બની શકી એટલી બાબદ આપીને આ સેવા મેં અર્પણ કીધી છે, અને ખોદાનું ચાહાવું હશે તો બીજી વેલા વાંચનારી આલમ સમક્ષ રજુ કરીશ.

વધુમાં આ પુસ્તકને માટે આગમજથી ગ્રાહક થનાંર મેહરબાનોએ નાંમ નોંધાંવી જે ઉત્તેજન આપ્યું છે તે સર્વેનો ઉપકાર માંનતા હવે પછીથી સાહીત્યના શોખીનોની કદર મેલવવા હું આકાંક્ષિત થાઉં.

છેવટે પારસી મગરૂરી દાખલ એક સૂરા આદમીનાં જીવણ ચરીત્રથી, અરદેશર કોટવાલનું નાંમ સદાં યાદગાર રહેવા પાંમે એવી દોઆ ચાહતા સાથે

દુવાગોર,

**ધનબાઇ બમનજી વાડીઆ.**

# પીછાણના બે બોલ.

આ પુસ્તક લખનાર ભાઈ ધનબાઈ બમનજી વાડીઆની ખાહેશ કબુલ રાખી આ બે બોલ લખવાં મને ઘણી ખુશી ઉપજે છે. ભાઈ ધનબાઇજીને એકાદ મુલાકાતથી અને પત્ર વેહેવારથી હું કેટલાંક વર્ષ થાયાં ઓલખતો આવ્યો છુ અને તેમ થતાં જોઈ શક્યો છું કે એવણમાં તવારીખનો કાંઇક શોખ છે, જે શોખે એવણને પોતાના એક ખેશી વડીલની જીંદગીનાં વૃતાંતમાં મોજ લેતાં કર્યાં છે. કદાચ એમ પણ હોય કે, પોતાના કીર્તીવંત વડીલ તરફના માન અને ચાહે એવણને તેવણના વખતની તવારીખમાં શોખ લેતાં કર્યાં હોય. એવી તવારીખી ઉલત ધરાવતાં બાઇની અરજને ફરજ સમાન ગણી આ બે બોલ લખવા મેં ખુશી દેખાડી છે.

અરદેશર કોતવાલની કીર્તિની કોઇક વાતો બચપણમાં મારા વહાલાં માતાજીથી હું સાંભળતે ઉછર્યો હતો કે અરદેશર જાણે સુરતના એક નાના પ્રકારના હારૂન અલ રસીદ હતા. શેખ સાદી કહે છે કે

"મોહતેસીબ ચે દાનદ કે દર ખાને ચીસ્ત?
નવીશન્દે દાનદ કે દર નામે ચીસ્ત."

એતલે "કોટવાલ શું જાણે કે કોઇના ઘરમાં શું બને છે? એક લખણાર જાણે કે (તેણે લખેલાં) કાગજમાં શું છે" મકસદ આકે "જેમ એક બંદ કાગજમાં શું લખાણ છે તે તે લખનાર જાણે, બીજાઓ નહીં; તેમ કોટવાલને કોઇના ઘરની માહેલી બાબત સાથે કામ નથી પણ તેને ઘર બાહેર શેહેરમાં શું બને છે તેની સાથે કામ છે. પણ એક શેહેરના ભલા કોતવાલનું કામ, શેહરનાં શારીરીક અને નીતિમાન રક્ષણ અર્થે, બોહણુ હોય છે, તેથી તે કોઇના ઘરોમાં પેસ થાયા વગર પણ શેહરના ભલા અર્થે કોઇક ઘરોમાં, કોઇક ભુંડાઓ, જેઓની ભુંદાઇ શહેરને નુકશાન કરે, તેઓના ઘરોમાં, શું વીચરાય છે, બોલાય છે અને કામ થાય છે તે ઉપર નેગાહ રાખે છે. અરદેશર કોટવાલ જાહેર રીતે, તેમ કોઇ જાણે નહીં તેમ છુપી રીને, સુરત શહેરના રક્ષણ અર્થે તેમ કરતા રહેતા હતા, અને, એક

વખત, જેમ મુંબાઈમાં, એક આગલા પોલીસ કમીશનર મી૦ ફોરજેટનું નામ ઘેર ઘેર બોલાતું મશહુર થયું હતું, તેમ સુરતમાં અરદેશર કોટવાલનું નામ મશહુર થયું હતું.

મેં ઉપર કહ્યું કે, અરદેશર કોટવાલની વ.તો મેં મારાં માતાજીથી બચપણમાં સહમજી હતી. માતાજીથી તે સહમજવાનો સબબ આ છે: મારા પિતા તરફથી મારો સબંધ નૌસારી કસબા સાથે છે, પણ માતા તરફથી સુરત શહેર સાથે છે. મારાં માતા સુરતમાં રૂસ્તમપુરામાં જનમ્યાં અને ઉછર્યાં હતાં, અને એ પરાંઓ માટે બોલતાં હતાં. આ સબબે સુરતનું રૂસ્તમપરૂ અને તેમાં ફરામપરૂ મારા મનથી કાંઈક પ્યારાં પરાંઓ છે. મેં એ પરાંઓની કેટલીક વાર હોંસથી, એવી આગલી યાદ સાથે, મુલાકાત લીધી છે. પણ આ સર્વ મુલાકાતોમાં મને આજથી આશરે ૨૧) વર્ષ પરની એક મુલાકાત ખાસ કરી યાદ છે કે જ્યારે હું એક દીવસે નૌસારીથી સુરત પગે, આશરે ૨૨ માઇલના તફાવતે ચાલતો ગયો હતો. બરી બામદાદે નૌસારી છોડી તેની પુરણા નદી, લેંગો કાછી, પગમાંથી બુત કહાડી હાથમાં લેઇ, ઓલંગી ગયા પછી, દોડતાં દોડતાં મંજલ કરી માર્ગમાં સચીન ખાતે આસાયશ લઈ, પાછલા પોહોરે ચાર વાગે સુરતમાં, તેની નૌસારી ભાગળથી, દાખલ થયો હતો અને દાખલ થતાં મારાં માતાનાં રૂસ્તમપુરા અને ફરાંમપુરાની મુલાકાત હરખ સાથે લીધી હતી, કે જે પરાંઓમાં અરદેશર કોટવાલની વાતો બોલાતી હતી.

સુરતની મારી આ મુલાકાતને હાલમાં, હું, તે તરફ ફેલાપલી કાંઈક અશાંતીના વખતમાં, એક ખાસ સબબે યાદ કરૂં છું. માર્ગમાં હું અવાર નવાર ગામડીઆઓ સાથે વાત કરતો. એ માર્ગમાં બ્રીટીશ, ગાયકવાડી અને સચીનના નવાબની સલતનતો ભેગી મલે છે. ત્યાં હું ગામડીઆઓને પુછતો, કે તેઓને કોણનું રાજ્ય પસંદ છે? તો મોટે ભાગે તેઓ અંગ્રેજ સરકારની સલતનત હેથળનો મુલક પસંદ કરતા. ત્યાંના કરો તેઓને કાંઇ આકડા લાગતા, પણ અંગ્રેજી સરહદમાં મલતા ઈનસાફથી તેઓ રાજી રાજી હતા, કે ત્યાં અદલ ઇનસાફ હતો. ઇનસાફની બાબતમાં અદના અને આલા સરખા હતા. કોઈ 'આલા'ની તાકાત હતી નહીં, કે કોઈ 'અદના'ને હેરાન કરે. અદના અને આલા સરખા હતા. અંગ્રેજ સરકારના આ દેશ ઉપરના આશીરવાદોમાં, કાંઇ નહીં તો, "સુલેહ શાંતી અને ઇનસાફ," આ બે આશીરવાદોએ આપણાં આભારી જીગરો ખેંચવા

જોઇએ. અંગ્રેજો કાંઇ ફરેસ્તા નથી; તેઓમાં ખામીઓ હતી અને છે, જે, તેઓ પોતે જોતા થયા છે અને ફેરવાયલા સંજોગોને પોતાને આધીન (adjust) કરતા થાયા છે. અસ્બતે તે ખામીઓ આપણે ભાઇબંધ કોમો સાથે મલી હીંમતથી દેખાડવી. પણ મારા કમીના વિચાર પ્રમાણે, તેવી સર્વે ખામીઓ છતાં, આપણે બ્રીટીશ અમલને ઘણા આભારી છિએ. આ પુસ્તક માટેના આ "બે બોલો"માં આ બાબતને યાદ કરવાનો સબબ આ છે કે આ પુસ્તકમાં યાદ થાયલા એક પારસી વીરલાએ અને તેના વડોલે અંગ્રેજી અમલના ઉપલા બે મોટા આશીરવાદો-શાંતી અને ઈનસાફ-આણવામાં અને પાંથરવામાં, વફાદાર અમલદારો તરીકે, પોતાનો હિસ્સો આપ્યો હતો.

મારાં માતાજીના મોંહોડે અરદેશર કોતવાલની બહાદુરી અને મરદાનગીની સીફતો ગાયણમાં બચપણમાં સાંભલેલી મને યાદ છે. તેવણનો હલક સુંદર હતો. તે સુંદર હલકથી તેવણે "અરદેશર કોતવાલનો ગરબો' કેટલીકવાર ગવાડેલો સાંભળેલો મને યાદ છે. મારાં માએજીએ મીઠે મોંહોડેથી સુંદર હલકે ગાયલાં અને ગવાડેલાં ગરબાઓએ મારા મનમાં ગરબા માટે ઉત્પન્ન કરેલા શોખને સબબે આજે પણ હું ગરબા કાંઇક હરખથી સાંભળું છું અને જ્યાં સગાં સ્નેહીઓને ત્યાં, શાદી ગમીના અવસરો ઉપર, ગરબા ગોઠવાઇ શકાય છે ત્યાં ગોઠવવામાં મોજ લેઉં છું. ગરબા માટેના આવા શોખે મને બે વર્ષપર અરદેશર કોટવાલની કીર્તિના કોત સમાન ગણાતાં સુરત શેહર તરફ ત્યાંના "નોતરાનાં ગરબાઓ" સાંભળવા કાજે ખેંચ્યો હતો. અરદેશર કોટવાલનો ગરબો (જુઓ છપાયલા ગરબાઓની મી૦ શોરાબજી હોરમજજી ચીકંન બપગરની ચોપડી, પા. ૬૦. મી૦ ધનજીભાઇ ન. પટેલનું પુસ્તક, પારસી કીર્તી પ્રકાશ, પા. ૩૨.) આજે પણ વાંચતાં આપણને કાંઇક રૂડા વીચારોની મોજ મલે છે અને આપણે જોઇએ છીએ કે અરદેશરે પોતાના સુરત શહેરને કેવું પ્યારૂં ગણ્યું હતું.

બાઈ ધનબાઇ વાડયાના આ પુસ્તકની બેતબાજી કદાચ કેટલાકો, જેઓએ ફીરદોસી જેવા શાએરોની બેતબાજી ઉપરથી બેતોનો ખ્યાલ બાંધ્યો હોય, તેઓને અજબ કરે. પણ આપણે જાણ્યે છિએ કે એવીજ, નહીતો

એવા પ્રકારથી કાંઇક ચહડતી એતબાજીથી આપણને ગઇ સદીના ઘણાક એતબાજી લખનારાઓએ વાકિફ કર્યા છે. કદાચ આપણે કહીએ કે એવી આગલી સદીની એતબાજી લખનારાંઓમાં આ બાઇ છેલ્લાં, યા કોઇક છેલ્લાંઓમાંનાં એક, ગણાશે. આગલી સદીઓના અઇઓમમાં ગદ્ય (prose) કરતાં એવી એતોને પસંદ કરવામાં આવતી. તે વખતમાં તવારીખી જ્ઞાનના સહીપણા બાબે હાલના જેવા સહી અને સુધ્ધ વિચારો નહીં હતા. પણ સાધારન રીતે એમ હતું કે ગધ્ય કરતાં એવી એતબાજી કાંઇક વધારે શોખ અને પ્રીતથી સંભળાતી. વલી ગધ્ય કરતાં એતબાજી એકને મોંહોડેથી બીજાએ સાંભળી તે વંશ પરંપરા યાદ રહેવાનો વધારે સંભવ હતો. પણ હાલ વખત બદલાયો છે.

મોગલ વંશના પાદશાહો સાથે અને તેઓના રાજ્યના એક યા બીજા શહેરનાં અમલ સાથે, સુરત અને નોસારીના કેટલાક પારસીઓ, પોતાના ધંધા અર્થે યા બીજી રીતે, સંબંધમાં આવ્યા હતા. તેવાઓમાંના એક આપણા પુસ્તકવાળા અરદેશર કોટવાલના એક વડીલ સોરાબજી કાવશાહ નેકશાઅતખાન હતા. તેવણના પૌત્ર ધનજીશાહે પોતાના વડીલની નામના જાળવી હતી અને ધનજીશાહના બેટા અરદેશરે તે નામના વધારે રોશન કરી હતી.

કહે છે કે એક માણસ ચોકસ સંજોગો યા બનાવોનું બચ્ચું હોય છે (A man is the child of cirumstances). એ મુજબ અરદેશર કોટવાલના કુટુંબના સંબધમાં બન્યું હતું. જો અરદેશરના બાવા ધનજીશાહના વખતમાં હિંદુસ્તાનમાં એક મહેદી યા માહાદી પેદા નહીં પડયો હતે, તો કદાચ ધનજીશાહ જાહેરાતમાં નહીં આવતે અને તેથી કદાચ બેટા અરદેશરને પણ જાહેરમાં આવવાની તક નહી મલતે. આ મહાદીઓની હકીકત નીચે મુજબ છે: ઘણાક ધર્મોની માન્યતા છે કે એક વખતે એક અદભૂત શકિતનો આદમી પેદા પડશે કે જે દુનીઆનું તારણ કરશે.

[ક] જરથોસ્તી પુસ્તકોમાં એમ એક સોશ્યોસ માટે કહયું છે (ફરવરદીન યસ્ત ફ ૧૨૯) કે તે તમામ હાદમંદ દુનીઆને ફાયદો કરશે (અહુમ અસ્તવન્તેમ સાવયાત). જુદા જુદા કેશવરોમાં એવા જુદા જુદા સોશ્યોસો, ફશોકર્દ ઉત્પન કરનારાઓ (ફશોકન્ત કેરતાર, દાદેસ્તાને દીની બાબ ૩૬, ફ ૪૫) પેદા પડશે. એ અ-સાધારન પુરૂષોની સાંભળવાની શકિત એવી જણાવી છે કે તેઓ પોતાના જુદા જુદા મુલકોમાંથી એકેક સાથે, જાણે પાસે હોય તેમ, વાત કરશે (જુઓ મારી 'અવસ્તા'ના વિશેસ નામોની ફરહંગ પા. ૧૩૮). હાલના ટેલીફોનથી હજારો મૈલથી અજબ રીતે વાત કરવાના આ જમાનામાં આપણને જાણે દીસે કે આપણે કોઇ એવા સોશ્યોસના જમાનામાં છીએ.

[ખ] હીબ્રુઓમાં પણ એવી માન્યતા છે કે મેસાયા (Messiah) આવશે. ક્રાઇસ્ટના જનમ વેલા કેટલાક યાહુદીઓ માનવા લાગા કે તે બાલકજ મેસીયા યા મુકતી આપનાર (Savior) છે. ઘણાકો તે ના પાડવા લાગા અને કજીઓ બરપા થયો. દુશમનાઇ વધી અને સેવટે ભલો ક્રાઇસ્ટ ફાંસી ગયો. પેલા ઇરાનના ત્રણ માજીઓ (મોબેદો) ની ખ્રીસ્તી ધર્મ પુસ્તકોમાં જે વાર્તા છે, કે તેઓ બાલક ક્રાઇસ્ટને જોવા માટે ઇરાનથી છેક પેલેસ્ટાઇન વેર ગયા હતા, તે વાર્તાની તળેટીએ પણ આ સોશ્યોસનું આકીન છે. તે માજીઓના મનમાં આવ્યું કે "સોશ્યોસ આવનાર છે" એવી આપણામાં જે વાત છે, તે વાર્તાવાલો સોશ્યોસ તે આ બાલક ક્રાઇસ્ટ હોય. (જુઓ ડા. કાસારટેલીનો વિષય "The Three Magi"). સોશ્યોસને મલતી પારસીઓમાં બેહેરામ વરજાવન્દની પણ વાત છે. (બહમન યસ્ત બા ૩, ફ. ૧૪, ૩૯, ૪૦. માદીગાને માહે ફરવરદીન રોજ ખોરદાદ) કે તે દુનીઆનું તારણ કરવા આવશે. ઇરાનમાં બાબ નામનો પુરૂષ ઇ. સ. ૧૮૨૪ માં પેદા પડયો.[૧] ઇરાનના કેટલાક જરથોશતીઓ તેના શિક્ષન ઉપર મોહીત પડયા કે એજ આપણા પુસ્તકોમાં જણાવેલો સોશ્યોસ યા બેહેરામ વરજાવન્દ છે. એમ ધારી તેઓ "બાબીઝમ" તરફ વલ્યા.

---

૧ એના વર્ણન માટે જુઓ એપ્રીલ અને મેહ ૧૯૦૩ ના "જ્ઞાન વર્ધક," ચોપાંનીઆંમાં મારાં લખાણો.

[ગ] હવે મુસલમાનોમાં પણ એવોજ ખ્યાલ છે કે એક માહાદી આવશે અને દુનીઆનું તારણ કરશે.[૧] પ્રો. ડાર્મેસ્ટેટર મુજબ,[૨] ઇસલામી ભાઈઓએ આ વીચાર જારથોશતીઓ પરથી લીધો છે. હવે એ મહાદી ખરેખર આવી ગયો છે કે હજુર આવવાનો છે, તે બાબે ઇસલામીઆઓમાં મત ફેર ઉઠે છે. એવા મહાદીઓ ઇરાન, બારબરી, તર્કી, અને ઇજીપ્ટમાં બરપા થાયા છે.[૩] તેઓ વળી આપણા હિંદુસ્તાનમાં પણ જાહેર થાયા છે. એક બીનારસ આગલ જોનપુરમાં ઇ. સ. ૧૪૪૨ માં જનમ્યો હતો. બીજો આગ્રામાં ઇ. સ. ૧૫૪૯ માં જનમ્યો હતો. આ બીજા માહાદી શેખ આલાઇએ શાહ અકબર ઉપર, તેના વજીરો આબુ ફઝલ અને ફઇઝી મારફતે, અસર કીધી હતી[૪]

હવે ઇ. સ. ૧૮૧૦ માં એવો એક માહાદી સુરત આગલ બોધાન ખાને જાહેર થયો હતો. તેણે પોતાને માહાદી તરીકે જાહેર કરી બીજી દીન-વાળા સર્વેને ઈસલામી દીન કબુલ કરવા કહી. તેણે સુરતના અંગ્રેજી કોઠીના વડા મી० ક્રો ઉપર પણ એક પત્ર લખી તેને ઇસ્લામી ધર્મ અખત્યાર કરવા

---

૧ જુઓ "Transactions of the Literary Society of Bombay" Vol. II, પા. ૨૯૭-૩૧૧ માં એક વિષય નામે "Some Account of Mahummud Mehdi, the Wali or Saint of the Mehdives." Translated and abridged from the Books of his disciples and Followers" by W. Miles.

૨ Le Mahdi, par Darmesteter, p. 35.

૩ જુઓ મારો વિષય "A Glimpse into the Work of the B. B. Royal Asiatic Society, during the last 100 years, from a Parsee point of view." પા. ૧૨૮-૩૦.

૪ જુઓ મારૂં પુસ્તક "The Parsees at the Court of Akbar and Dastur Meherji Rana."

જણાવ્યું. હીંદુઓ ઓલાનમાં, તેમજ સુરત કે જ્યાં પણ તેના શીક્ષણોએ ઇસ્લામી ભાઈઓ ઉપર અસર કીધી હતી, ત્યાં ધમરાતમાં પડયા. આ રમખાન અટકાવવા મી. ફોએ એક નાનું લસકર ઓલાન ખાતે એ માહાડીને પકડવા મોકલ્યું, તેમાં અરદેશર કોતવાલના બાવા ધનજીશાહ બરજોરજી એરેહમંદ ખાન પણ હતા, જેવણ તે વખતે માડવીના રાજાના વકીલ એટલે પ્રતીનીધી (representative) તરીકે સુરત ખાતે હતા. એ માહાડી આગલ પેહેલ વેહેલા જાઈ ઉભા રહેનાર આ બાહાદુર પારસી હતા, જેવણે તેની આગલ જાઇ માંગણી કીધી કે તે શરણ થાય. તે ઉપરથી ફીસાદ ઉઠયો અને તે માહાડીના ચેલાઓએ એવણને મરી નાખ્યા.

આ મુજબ ત્યારે જો સુરત જીલ્લામાં માહાડી જાહેર થયો નહિં હતે તો આપણને એક અરદેશર, એક અરદેશર કોતવાલ તરીકે મલ્યા નહી હતે. માહડીની જાહેરાત સાથે રમખાનમાં કાઇક હીંદુઓ માર્યા ગયા હતા. તે મહાડીએ સુરતના વડા ઉપર કાંઈક ધમકીનો કાગજ લખ્યો હતો. તે ઉપરથી તે વડાને ફકત વીચાર આવ્યો કે પાંચ પચીસ પોલીસના સીપાઇઓ નહી પણ એક નાની જેવી લશ્કરી ફોજ તેને પકડવા મોકલવી. તે ફોજ સાથે આ ધનજીશાહ સેંકડોમાના એક તરીકે, ગયો હતો. પણ તે બધાઓને બાજુએ મેલી યા પછાડે રાખી આ હીમતવાન ધનજીશાહ પોતે પેહેલો પેલા માહાડી આગલ હીમતથી ગયો અને તેને શરણ થવાની માગણી કરી અને જવાબ ઉમ્મરે માર્યો ગયો. આ તુ ક્ષાણાસીક પણ, આવી હીમત અને બહાદુરી, વફાદાર ફરજનો, આ ઉમદા ખ્યાલ એક પારસી તરીકે આપણને હરખાવે છે. એવા એક બહાદુર અને ફરજ તરફ વફાદાર પીતાએ પોતાના અરદેશર બેટાને તેવીજ બહાદુરી અને ફરજનો સુંદર વારસો આપ્યો હતો, જે આપણે એવણની જીંદગીના વૃતાંતમાં જોઇએ છીએ. આપણ સર્વેએ કોઇ એકજ ખેતરમાં કામ કરવાનું નથી. આપણ સર્વેએ કોઇ માહાડીને શરણ થવા કહેવાને જવાનું નથી યા સુરતની કોટવાલી કરવાની નથી. આપણા કામકાજના જુદાં જુદાં તરેહવાર ખેતરો છે. પણ તે કામને બરના સર્વે ખેતરોમાં આપણે પોતપોતાના કામમાં કોદાડી, પાવડો લઇ પ્રમાણીક પણાની હીમત અને વફાદાર ફરજનો ઉમદા ખ્યાલ એવા ધનજીશાહ યા અરદેશર કોતવાલ ઉપરથી કરવાનો છે.

બાઇ ધનબાઇ બ. વાડયાની કાંઇક પુરાણી ગણાતી એતબાજના આ પુસ્તક તરફ વાંચનારે કોઇ તવારીખી પુસ્તક તરીકે જોવાનું નથી, પણ

અરદેશર કોટવાલનાં વંશની તવારીખ માટે સર્વ નહી તો થોડીક સામગ્રી પુરી પાડનાર પુસ્તક તરીકે અને તે કરતાં વધુ તે સામગ્રીની સોધખોળ કરવાને ઉત્તેજન આપનાર યા સોધખોળ સુચવનાર પુસ્તક તરીકે જોવાનું છે. મારા કૌમના વીચાર પ્રમાણે, જે પુરૂષને માન અકરામ આપવા માટે છ છ વખત સરકારી દરબારો ભરાયલી જે ધણી ઉપર ખોતાં આળ મેલાતાં તે આળો ખોતાં સાબેત કરવા બાદ નામદાર સરકાર તરફથી એક વખત ફરીથી પીછાણમાં દરબાર ભરાયલી, જે પુરૂષના મરણ બાદ નામદાર પેહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ જેવા સહમજદાર પુરૂષે તેવણની યાદમાં રૂ. ૧,૫૦૦) ની રકમ ધર્મખાતે આપેલી (જુઓ મુંબાઇની પારસી પંચાએત સાથે સંબંધ રાખતાં કેટલાંક ખાતાંઓનો હીસાબ સને ૧૯૨૭ પા. ૧૨),[૧] તેવા પુરૂષની જીંદગીનું વૃતાંત કોઇ સોધખોળના આશક પુરૂષ પાસ લખાવવા માટે, બેતબાજીમાં નહી પણ ગદયમાં લખાવવા માટે, જરૂર છે. એવા કોઇક વીરલાઓ પારસી કોમને પારસી કોમ તરીકે બનાવે છે. તેવાઓની જીંદગીના વૃતાંતો કોમની તવારીખ બનાવે છે. મેં પારસી લેખક મંડળનું પ્રમુખપદ ઘણું થયું છોડયું છે, તેથી તેમાં મારો સીધો અવાજ નથી. તેથી આ આડકતરો અવાજ કાડ્ડી તેના પ્રમુખ અને મુનશીને અરજ કરૂં છું કે મેહરબાની કરી આ કામ માટે આશરે રૂ. ૩૦૦) નું ઇનામ જાહેર કરી ઇનામના રેસાલા માગવા. એમ થાયાથી લેખક મંડળે એવું ભલું કામ કરેલું ગણાશે.

મારા આ "બે બોલ" બંદ કરતાં આ પુસ્તક લખનાર બાઇની પોતાના વડીલો તરફનાં માન અને ચાહના કામની કદરશનાશી કરૂં છું. તેવણના વડીલનું ભલું રૂહ તેવણને અને તેવણ જેવાં બીજાઓને ભલી પ્રેરણા આપતું રહે.

મેહેતા લોજ, મરોલ રોડ,<br>અંદેરી તા૦ ૨૫–૬–૧૯૩૦.

સેવક<br>**જીવનજી જમશેદજી મોદી.**

---

૧ સુરતની પારસી પંચાએતમાં અરદેશર એક સભાસદ નેમાયા તેવણની કારકીરદીના કોઇક ઇસારાઓ માટે જુઓ મારી "પારસી પંચાએતની તવારીખ." (જુઓ તેની અનુક્રમણીકામાં).

# શુદ્ધિ પત્ર.

| પાનું. | લાઇન. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૩ | નોટ ૩ | જેહાંનદારશાહને | જહાંનદારશાહનો |
| ૫ | ૩ | નવએ | નવાએ |
| ૭ | ૧૮ | જાવચંદો | જાવચંદ્રો |
| ૧૬ | ૪ | ખાસ | સાથ |
| ૨૬ | ૧૮ | પોશ સુદર | પોશ સુદ ૨ |
| ૨૯ | ૧૧ | શહેરમા | શરૂમાં |
| ૨૯ | ૨૦ | આદમ સાથ | આમદ સાથ |
| ૩૧ | ૧૪ | અપાયે | થાય |
| ૩૧ | નોટ ૩ | નદરોસ્તી જણુાવી | તનદરોસ્તી ભણુાવી |
| ૩૯ | ૭ | સતાનું | છન્નુ |
| ૩૯ | ૧૬ | દરભાર | દરબાર |
| ૬૦ | ૭ | અ | એ |
| ૬૭ | નોટ ૨૫ | 1329 | 1829 |
| ૮૭ | ૨૬ | દીધા | કીધા |



# યઝદાની યાદ.



અહો કુદરતનાં સાહેબ તું પરવરદેગાર,
આલાથી અદનાંને પેદા કરનાર.

અવ્વલ હું ખાકી તન નમાવુ છું ધડ,
કલમને પકડતાં ઝુકાવુ હું સર.

નમું છું તુંને અએ પાક પરવરદેગાર,
કે હસ્તી ને નિસ્તીનો તું જાણકાર.

અવ્વલ તહારા નામથી ધરૂ છું એક કામ,
સવલ કરજે મુજને તું બાપ નેકનામ.

ગેબી ને ગેતીનો સાહેબ છે તુંજ,
સુખીઆ દુખીઆનો ઇનસાફબી તુજ.

જનમ આપી મરણનો કાયદોબી તુંજ,
ઉધારનાર ઉછેરનાર ને મારનારબી તુજ.

સહવાર પછી સાંજની રીતી છે એક,
જીવણ સાથ મરણનો છેડોબી છેજ.

ફરતા સીતારા ને આસમાની ચકકર,
નથી કોણ પર પડીયું આ દુન્યા અંદર.

સીફત તહારી ગાતાં નહી પામું પાર,
જીંદગી થાયે પુરી તોપણ નહી મલે સાર.

સમજે છે કુલ જગત ને જાણે નકકી,
પણ નથી તહારા ભરમની ખબર પડતી.

આખેર થાયે જીંદગી ને ઉમર હજાર,
પહોંચી વળે તુજને કોણ સહેજબી લગાર.

ધરતીને ખત સમુદ્ર ને સાહી,
તુજની સીફત કોણથી લખાઇ.

હોય પહેલવાન ગદા કે ઇનસાન મગર,
નથી કામ સરતું બસ તહારા વગર.

હુકમ વગર નહી હાલે ઝાડનું પાંડડું,
તો ઇનસાન છે તુજ વગર તમામ આંધલું.

દેખાય કુલ જગત તું વગર ના રવા,
દરેકમાં બસ તુંજ છે, માત્ર ઇનસાન હવા.

જ્યારે હવાની ઉત્પતી તુથીજ બની,
ત્યારે અકકલ હુશીયારીબી તુંથીજ કની.

કરીમે કારસાજ ખુદાવંદ પનાહ,
ભુલ થાયે તો માંફ કરજે મારો ગુનાંહ.

સરૂ કરૂ હું કામ મ્હારૂં કલમ પકડી હાથ,
મદદ કરજે મુજને તું દાદગર બાપ.

અવ્વલ તહારી યાદ પછી કરવું કામ,
અમર કરી ગયા જે નેકબખત નામ.

બહાદુરોના કુલની ઉત્પતી તમામ,
લખીને જણાવું કે મશહુર થાય તેના નામ.



# અહેવાલે
# અરદેશર કોટવાલ બહાદુર.

## "બેત" માં તવારિખ.

રચનાર—ધ. બ. વાડીઆ.

શેઠ શેરાબજી કાવસજી ઘડીઆળી. નેકશીયાતખાંન.[1]
જન્મ ઇ. સ. ૧૬૯૭. મરણ ઈ. સ. ૧૭૭૨.

શેહરે સુરત બંદર અવ્વલે કહેવાએ
જયાં બ્રિટીશનો સબકતો પગ પહેલો ગણાયે
તે શેહેરનાં સૂરવીરોનું આ નામુ લખાએ
મહેરબાંન વાંચનારાઓને માલમ થાયે.

### ભાગ્યશાલી ઘડીઆળ.

દીલ્લી શેહરનાં અકબર બાદશાહને
ભેટ કીધેલી ઘડીઆળની રૂમશાંમના શાહે.
લંબાણ વર્ષોના વહેવા પછી
ઘડીઆળની હાલત સુધારવી પડી.

---

૧ નેકશીયાતખાંનનો અર્થ-ભાગ્યશાલી ઘડીનો સાહેબ ઈ. સ. ૧૭૪૪ના સાલમાં એઓ જયારે પહેલા દીલ્લી ગયા તે વખતે દીલ્લીની રાજગાદીપર 'જેહાંનદારશાહને બેટો રોશન અખ્તર માહમુદશાહ (ઈ સ. ૧૭૧૯ થી ૧૭૪૮) રાજ કરતો હતો. મરાઠા બુક ભાગ દુસરા-બાલાજી બાજીરાવ પેશવાચી રોજનીચી. તા. ૨-મે-૧૭૬૦
('મુરનજી' તા. ૨૭-૧૨-૧૯૧૦ જામે જમસેદ)

**૧૭૪૪ ના સાલની અંદર**
**હુતા દીલ્લીનાં તાજો તખ્તો ઉપર**
**શેહુનશાહુ માહુમુદ રોશન અખતર**
**ઘડીઆળ સમરાવવાને કીધી ખટપટ.**
**દેશ પરદેશ મોકલાવ્યા પેગાંમ તરત**
**હોય જો સમારનાર² તો આવે ઝડપ.**
**પેગાંમ આવ્યો સુરતના નવાબ ઉપર**
**રવાનાં કરો દીલ્લી ઘડીઆળનો કારીગર.**
**કહેવાતું સુરતમા હુન્નરનું મઠ**
**થતું જેથી વેપારનું કામ ઝટપટ.**
**વિલાયતનાં વહાણોની આવજાવ હુતી**
**યુરોપીઆંનોની બહુ વસ્તી દીસ્તી.**
**વેલાયતી હુન્નર તેથી લોક શીખતા**
**પશ્ચિમનો હુન્નર પૂર્વમા જાણતા.**
**એવામાં શોરાબજીને ઘડીઆળનું કામ**
**શીખવ્યું એક અંગ્રેજે કુળાથી તમામ.**

---

૨ દીલ્લીનાં બાદશાહ વીષે એવી દંતકથા ચાલે છે કે રૂમશામના શહેનશાહે (તરકીના સુલતાંને) શેહનશાહ અકબર બાદશાહને એક ઘડી-યાળની ભેટ મોકલી હતી. પણ પાછલથી ઇ સ. ૧૭૪૪ના સાલમાં દીલ્લીનાં તખ્ત પર શહેનશાહ માહામુદશાહ રોશન અખ્તરનાં અઈયાંમ દરયમ્યાન એ ઘડીયાળ દરૂસ્ત કરાવાને ખટપટ કીધેલી દીસે છે. જ્યારે સુરતથી નવાબ સાહેબની ફરમાસથી દીલ્લી ખાતે સોરાબજી ઘડીયાળીને મોકલવામાં આવે છે કે નવાબ સાહેબ તેઓને પાદશાહી એલચી તરીકેના દમામથી પેગાંમ આપીને રવાનાં કરે છે, પણ તેઓને દીલ્લી દરમ્યાનમાં ફારશી ભાષા સમજાવનારાં દુભાસીયા (મુનશી)ની જરૂર માલમ પડી ત્યારે સુરતમાં હબશી (કીલ્લાના ગવરનર)ના છોકરાને ફારશી ભણાવાને માટે એક પારસી મુનશી જતો હતો, તેઓને દુભાસીયા તરીકે લઈને દીલ્લી જવા નીકલ્યા આ કારીગર એલચી દીલી પહોંચ્યા. ઘડીઆળ દુરસ્ત કરી કાંટા ચાલતા કર્યા જેથી દીલ્લીમાં મોટું પ્રાક્રમનું કામ ગણાયું કે કોઈથી ન થાયે તેવું કારીગરીનું કામ કરી બતલાવ્યાથી સોરાબજીને ખેલાતની બક્ષીશ સાથે નેકશીયાતખાનનો ભપકાદાર ખેતાબ બાદશાહી દરબારે તેના હુન્નરની કારીગરીમાં કદરદાની બતલાવી બક્ષીસ કીધો.

સીખી ભણીને માહેર થયા
શેહર સુરતમા ઘણા પંકાયા.
નવએ વાલીયો શાહ પર પૈગામ
કે મોકલાવું સું શોરાબજીને તહારે મુકામ.
૧૭૪૪ના ઇસવી સાલે
શોરાબજીની રવાનગી દીલ્લી જાયે.
દીલ્લી સલતનતનું મોગલાઇ રાજ,
જરૂર પડી ત્યાં લઇ જવા કાજ.
ફારસી જબાનનો સમજાવનાર દલાલ,
દુભાસીયા[3] લીધા કાઉસ રૂસતમ જલાલ.
જેમ પાદશાહનો એલચી દમામે નીકલે
તેમ શોરાબજી ઘડીઆળીને નવાબ મોકલે.
ઇજ્જત ને હુરમતથી શેહરે ગયા
દીલ્લીની દરબારમાં દાખલ થયા.
દેખાડાવ્યું તે ઘડીઆળ કારીગરને
સમારીયુ તેણે તે શુભ ચોઘડીએ.
શહેનશાહની દરબારે વખણાયું કામ
કે પારસીએ મેલવ્યું પ્રાક્રમનું નામ.
કદરદાન ને શાહી દીલ્લી દરબાર
નવાજી ખેલાત ને બનાવ્યા જરદાર.
"નેકશીઆતખાંન" નો ભપકાદાર ખેતાબ
શાહે બક્ષયો દરબારમાં ખેતાબ.

---

૩ હવે જે દીલ્લી જતી વેલાએ પોતાની સાથે જે દુભાશીયો ફારસી ભાષા સમજાવવાને લઈ ગયા હતા તે સહાદત જોતાં આથોરનાનજાદો માલમ પડે છે કે તેઓ દદવાડેવાલા કાવસજી તે દસ્તુરજી રૂસતમજી શેહરીયારજીનાં ત્રીજા બેટા (કાઉસજી રૂસ્તમજી) (જન્મ ૧૭૧૬ મરણ ૧૭૮૧) હતા અને તેવણને પણ ત્યાં રાખવામાં આવ્યા ને મોગલ દરબારે માન આપી તેમને "મીરઝા-ખુશરોબેગ" નો એલકાબ આપેલો માલમ પડે છે. એવણ જાણીતા કદમી દસ્તુર મુલ્લા ફીરોઝના બાવા થતા હતા.

ખરૂં મેલવ્યુ "ભાગ્યશાલી ઘડી" નુ નામ
તે દીવસથી બન્યા વધુ નેકનામ.
દીલ્લીના ઉમરાવોમાં નોંધાયુ નામ
કોઇથી નહીં થયું—તેવુ બજાવ્યું કામ.
એવું સમજી રાખીયા—ને જીવાઈ[૪] બાંધી
સાથે બે દીકરાઓને પણ ઉમરાવી આપી
વડા બેટા બરજોરજી ને 'બહેરેમંદખાંન'
બીજા પેસતનજી ને બક્ષયો 'તાલેયારખાંન.'
વલી મોગલ દરબારના બનાવ્યા સરદાર
ત્રણ હજાર પાયદલ ને ૫૦૦ સવાર
કુટુંબ સાથે વસીયા દીલ્લીને દ્વાર
૧૫ વરસ મેલવ્યું માન બીસીયાર.
વલી મોગલ દરબારનાં મોરાદશાહ વજીર
નેકશીયાતખાંનની કીર્તીની કદર બુજી.
૧૫ વરસવેર દીલ્લીમાં ઠામ
શેહનશાહો ત્રણનો થયો સમાગામ.
અહમદશાહ આલમગીર ને શાહે આલમ
મોગલ રાજનાં શાહો થયેલા માલમ
એવામાં પડીયો છે સુરતમાં ખપ
નેકશીયાતખાંનને મોકલવાની તૈયારી ઝડપ.
હુન્નર સાથ અકકલમંદ માણસ હતો
ઇલમ જાનીનેજ નહીં બેસી રહેતો.

---

૪ દીલ્લી દરબારે જોયું જે ઘડીયાળ પાછી બગડી ન જાય ને પાછા હકીમજીને બોલાવવા પડે તેથી દુર અદેશો વાપરી તેવોને પાછા સુરત ફરવા નહી દેતા દીલ્લીમાંજ રાખી ઉતેજન આપવા દીલ્લીના ઉમરાવોમાં તેઓનું નામ નોંધાયું ને 'જીવઈ' બાંધી આપી.

આ જગા તાલુકાવાલા ગામડાઓમાં સરકારી ગામડાઓની આમદાની કલેકટોરેટમાં અને સીપઈ અમલદાર પાસે હોય છે. તાલુકદારો એવી 'જીવાઈ' જગાઓ પોતાનાં હાથનીચેનાઓને તેઓની સેવાની પીછાનમાં આપતા હતા. વલી 'જીવાઈ' ની જગા એક તાલુકદાર પોતાનાં સગાંઓને તેમજ બીજાંઓને કે જે લોકો એવા તાલુકદાર પર પોતાના ગુજરાનનો આધાર રાખતા હોય તેવાઓને આપી શકાતો હતો. જો એક તાલુકદારની એક કરતાં વધુ બક્ષીરી હોય તો તે ગુજરાન સારૂં 'જીવાઇ' જગા આપી શકે. (રોબર્ટસન પાનું ૨૨.)

રાજદરબારમાં માહીતગાર થતો
ખટપટી ચટપટી ઉમંગી રહેતો.
સુરતના નવાબ મીંયા અચ્છંન કહેવાયે
દીલ્લીથી પરવાનગી ગાડીએ બેસાડવાની થાયે
નેકશીયાતખાનની મદદ એ કામમાં જાયે
અંગ્રેજોને તેથી મ્હોટો લાભ થાયે
દીલ્લી શેહરના વસવાટ દરમીઆન
ખટપટ કરે ઈસ્ટ ઇંડીઆ કંપની તરફથી સરીયામ
નેકશીયાતખાંન નીકલીયા દીલ્લી દરમીઆન
આવીને પુગા શેહર સુરત મકાન
જ્યારે લાવ્યા ફરમાન દીલ્લીથી સુરત,
તવારિખમાં લખે છે કે બ્રિટીશની તુરત.
સતાની શરૂઆત સબકતી થાયે,
સુરતના કીલ્લાપર વાવટો ચઢાયે.
એક બાજુ મોગલ શહેનશાહી ધજા.
બીજી બાજુ[૫] બ્રિટીશનો વાવટો સદા.
તે દીનથી ઉડતી કીધી બ્રિટીશની નિશાંણ,
જાવચંદ્રો કાલ સુધી રહેસે ફરતી પ્રધાન.
ઇંગ્રેજોનો કાબુ બ્રિટીશો ખાસ,
સુરતમાં નેમાયો ઇ. સ. ૧૭૬૦.
બ્રિટીશપર વફાદારી નેકશીયાતખાનની
નોંધાઈ છે સુરતમાં જાવે દાંનની.
સુરતનો કીલ્લો ને દરીયાઇ કાફલાનો,
ફુરજાની મહેસુલ અંગ્રેજોને વસુલાતનો.
અખત્યાર કુલ્લે બ્રિટીશના હાથમો,
મહેસુલ વસુલ કરવાને પરવાનાં સાથનો.

---

૫ નેકશીયાતખાંન દીલ્લીથી જે ફરમાન લાવ્યા હતા તે તા. ૪ થી સપટેંમબર ૧૭૫૯ની તારીખનું હતું અને તે દીનથી સુરતની રાજદ્વારી બાબતોમાં ઈંગ્રેજોના સતાની શરૂઆત થએલી ગણાએ છે. એ દીનેથી ઈંગ્રેજી વાવટો સુરતના કીલ્લાપર મોગલ સરકારનાં વાવટાનો સાથે ઉડવા લાગો. પા. ૫.

આયપત કરાવી છે નેકશીયાતખાંને,
મૂલથી વફાદાર રહ્યા છે યુરોપીઆંનને.
કોડી ને કીલ્લેદારી દરીયાઇ સરદારી,
બ્રીટીસને કીધી બેરખન્હીયી ઇમાનદારી.
નેકશીયાતખાંન દીલ્લીથી આવ્યા જ્યારે,
ઇંગ્રેજ બહાદુર મારે સરપાવ લાવ્યા ત્યારે.
ઇમાનદારીનાં બદલા બ્રીટીસે દીધા,
નેકશીયાતખાનને રેવેન્યુ કલેકટર કીધા.
સુરતના એજંટ જોન સ્પેનસર સાહેબ,
ને ઓ. કોમીલીયન ટોપીવાલા લાયેક.
મે મહીના ઈ. સ. ૧૭૬૦ એ,
એજંટને માનપાન મહમદ હાદીખાંન૬ સાથે.
રજવાડી ઘોડો ને જરીદાર સહાજ,
દીલ્લીનો પરવાનો સરપાવ સાથ.

---

૬ ગ્રીગ્સના "Cities of Gujrashtra" માંથી નીચલું લખાણ મલે છે. "...Yesterday being esteemed Fortunate the Horse and Surpaw for the Chief presented by His late Majesty was received upon Castle Green in the most public and respectable manner the Nawab's eldest son Faruskhan the Kajee and the principal officers and merchants attending. The Surpaw for the Hon'ble Company, we have delivered to Captain Lindsay, but the Horse is kept here as a public mark of His Majesty's favour. On this occasion we judged it proper to present Hadookhan and Naiko Sautkhan who brought the present a Jagunnat and Surpaw each, amounting in the whole to about 600 Rupees which we hope your honour &c. will approve."

Extract of a letter from the Chief-in-Council to the Hon'able the President and Council of Bombay dated Surat 3rd May 1760. (Appendix C.p. VIII)

અંગ્રેજોને નજરાણું શાહુની પાસ,
નેકશીયાતખાને અપાવ્યું છે એજંટને ખાસ.
સાથે છે દરબારનો મોગલ વડો,
શાહે મોકલેલો તેહના માનમાં ખડો.
શુભ ઘડી શુભ પલ શુભ દીવસ હશે,
બ્રિટીશના બળની ચઢતી થશે.
ત્યાર બાદ અંગ્રેજોથી વલટી પેહેરામણીઓ થાયે
મોગલ સાથે મોકલાવી છસોનીં[૭] કહેવાયે.
નેકશીયાતખાનના માનમાં દરબાર ભરાય
સુરત શેહરનો પારસી શેઠીઓ ગણાય
જેની વફાદારીમાં અનેક પામીઆ માંન
ઇંનામમા બ્રિટીશે આપીયા છે ગાંમ.[૮]
પારચોલ ચોર્યાસી ને ડાભોલીમાં ગાંમ
વફાદારીમાં મલેલાં જાગીરીના નાંમ

---

૭ દીલ્લી ખાતેથી અંગ્રેજી કોઠીવાલાઓને સુરતની કીલ્લેદારી તથા મોગલ સરકારના દરીયાઇ લશકરનું ઉપરીપણું તથા તેના ખરચને માટે સુરતની આમદાનીમાંથી બે લાખ રૂપીઆનું લવાજમ બાંધી આપવાનુ ફરમાન તથા ઇસ્ટ ઇન્ડીયા કંપનીને તેમજ તેની સુરતની કોઠીનાં બે વડા અમલદારો ઓનરેબલ ચાર્લસ ક્રામીલીયન તથા જોન ઇ. શપેનસરને માટે બાદશાહી સરપાવ સાથનો ઘોડો તથા કીંમતી નજરાણું, ઇ. સ ૧૭૬૦ની શરૂઆતમાં મહમદ હાદીખાન તથા શેઠ સોરાબજી કાવસજી નેકશીયાતખાન લઇ આવ્યા હતા. તે નજરાણું સુરતમાં એક મોટી દરબાર ભરીને ઉપલા અમલદારોને સુરતનાં નવાબ મીઆ અનછને આપ્યું હતું તે બહાલ રાખ્યા પછી ઇસ્ટ ઇન્ડીયા કંપની તરફથી મજકુર મહમદ હાદીખાન તથા શેઠ સોરાબજીને તેમની કીંમતી નોકરીઓને માટે રૂા. ૬૦૦ની કીંમતનો સરપાવ ભેટ આપ્યો હતો. પા. પ્ર.

૮ નેકશીયાતખાનને સરકાર તરફથી બખશેસમાં પહેલી જાગીરીના ગાંમો પારચોલ, ચોર્યાસી ને ડાભોલીના પરગનામાં મલેલાં હતાં—તે વખતે પેશવઈ સરકારમાં જાગીરી ગામોની મહેસુલમાં ચોથઈ આપવાનો હુકમ થયો હતો. પણ પાછલથી દાદાની ખટપટ થતાં ત્રણભાગ એવોને આપી ચોથો ભાગ સરકારે વસુંલ કરવા નેમાયો હતો. (મુરૂનજી)

વલી ઇસ્ટ ઇંડીયા કંપનીથી સરપાવ મલે
દરબાર ભરઇને પારસી સરદાર ઠરે.
કોડીની કીલ્લેદારી—દરીઆઈ સરદારી
આપી છે નેકશીયાતખાનને—સરકારે ચાવી.
બ્રિટીશની વફાદારીનો પાયો રચીયો
પોતા પછી વારસોને દાખલો સચીયો.
ધરમના કાંમોમા દીધાં છે દાંન
દોખમાને આદરીયાંનમા જમીનો તમાંમ૯

૯ દીલ્લીથી નેકશીયાતખાન પંદર વરસના ગાલા પછીથી સુરતમાં જ્યારે ઇ. સ. ૧૭૬૦ ના સાલથી આવ્યા ત્યારથી એવોના સબંધ નાંમદાર બ્રિટીશ સરકાર સાથે ચાલુ થયેલો આપણે સહાદતો ઉપરથી જોઈ શકીયે છીઈએ અને ત્યારથી સુરતમાં એવો ઉમરાવી પદ ભોગવવા લાગીયા. જાહેર સખાવતોમાં એવોનુ નાંમ જણાય છે. કે આજે શેહરમાં રૂગનાથ પરામાં આવેલું જુનુ અને જાગીના નાંમથી ઓલખાનું જરથોસ્તીઓના ધરમનું એબાયતખાનું "ગોટીનુ આદરીઆન" તેની સઘલી જમીન નેકશીયાતખાનની ધરમાદા આપેલી જણાય છે તેમજ સુરતનાં જરથોસ્તીઓના આંરામગાહ (દોખમા) ને લગતી જમીન ૬૦ વીઘાં એવોએ ભેટ આપેલી માલમ પડે છે. વલી પારસીઓનાં ધરમ અને મહઝબને લગતી તકરારોમાં પોતે મુખ્ય ભાગ ભજવતા અને ઇરાનમાં રેવાયતોનાં સવાલો મોકલાવી જવાબો મંગાવતાં એ રીતે જોતાં દરેક રીતે જાહેર પ્રશંશાને પાત્ર ગણી જે જે સેવાઓ એ શેઠીઆ બજાવી ગયા છે તેને અમુલ્ય ગણીએ તો કંઈપણ અતીશયોક્તી કહી શકાએ નહીં.

નેકશીયાતખાંને સુરતના દોખમાંને લગતી જમીન જે ધરમદા આપેલી જણાયે છે તેને લગતી આગલી તવારીખ આ ટકે જાણવા જોગ થઈ પડશે.

ઈ. સ. ૧૫૦૦ ના સૈકામાં દીલ્લીની ગાદીપર શેહનશાહ અકબર બાદશાહનાં રાજ દરમીઆંન સુરતના પારસીઓને આરામગાહ માટે ૧૦૦ વિંઘા જમીન દીલ્લીના ફરમાંન સાથે આપવામાં આવી હતી. પણ જ્યારે શાહ આલમગીરનાં વખતમાં શીવાજીએ સુરતપર હુમલો કીધો તે વેલાએ એ જગ્યા પારસીઓના હાથમાંથી લઈ લેવામા આવી હતી. ત્યારબાદ ફરીથી દીલ્લીના શાહ અહમદશાહનાં અમલમાં ઇ. સ. ૧૭૫૨ની તા. ૧૨મી જુલાઇએ જેમ અકબર બાદશાહના વખતમાં જે કાયદાકાનુને એ જગ્યા

સખાવતના શેઠીઆ ગણાતા હતા
જરથોસ્તી મહુજબના સવાલ નીરખતા.૧૦

બખ્શેલી હતી તેજ પ્રમાણે પારસીઓને ફરમાન સહીત બખ્શવામાં આવી પણ એકસો વીઘા જમીન ઈ. સ. ૧૭૬૦ માં સુરતની પારસી વસ્તીમા બહુ વધારો થયાથી એટલી બસ નહી પડી. લેખીત સહાદત પરથી ૬૦ વીઘા જમીન ધરમાદા આપવામાં આવી હતી એમ સીધ્ધ થાયે છે.

ઉપલી વીગત સુરતની પારસી કોમ તરફથી મુંબાઈ સરકાર પર કીધેલી અરજી તા. ૯ ૧૨-૧૮૪૭ ઉપરથી મલે છે એ અરજી નામદાર સર જમસેદજી જીજીભાઈ તરફથી મોકલવ.માં આવી હતી.

**૧૦ જરથોસ્તી મહુજબને લગતા પુછાવેલા સવાલ જવાબ.**

તા. ૨૮ અપ્રેલ ઈ. સ ૧૭૬૮ રોજ ૧૫ માહ ૬ (કદમી) યજદેજરદી ૧૧૩૭.

"ઈરાન તથા હિંદુસ્થાનના જરથોસ્તીઓ વચ્ચેનાં એક મહીનાનાં તફાવતથી ઈરાન ખાતે જઇ પુરતી જુસ્તેજુઇ કરવાને માટે સુરતના કદમી ટોળાંના આગેવાંન શેઠ ધનજીશાહ મનજીશાહે ભરૂચથી દસ્તુર કાંમદીન પદમના વંશનાં એક નબીરા એરવડ કાવશ રૂસતમ જલાલ ( મરહુમ મુલ્લાં ફીરોજજીનાં બાવાને ) તે કામને માટે તેડાવ્યા હતા. એ આજ દીને સુરતથી પોતાના બેટા પેશોતન ( મુલ્લા ફીરોજ પોતે-એવનનું નામ અસલ પેશોતન હતું ) ને સાથે લઇ ઈરાન ભણી ગયાં હતા."

**ઈરાંનથી લાવેલા ઉપલા સવાલોનાં જવાબો.**

તા. ૧૮ અપ્રેલ ઈ. સ. ૧૭૭૩. રોજ ૬ માહ ૮ (કદમી) યજદેજરદી. ઈ. સ. ૧૭૭૨ માં **નેકશીયાતખાન** ગુજરવા પછીથી આપેલા જવાબો

"ઈ સ. ૧૭૬૮ માં સુરતથી એ. કાઉસ રૂસતમ જલાલ ઈરાંન ગયા હતા ત્યાં **યજદ** તથા **કેરમાંન** નાં દસ્તુર તેમજ મોબેદો ઉપર જરથોસ્તી દીનઆઈનની ક્રીયા તથા મહુજબને લગતા ૭૮ સવાલો લખી મોકલ્યા હતા. (જેમાં સુરતના આગેવાન શેઠીઆઓ જોડે શેરાબજી કાવસજી નેકશીયાતખાનની સહી પણ જોવામાં આવે છે). તે જવાબો આજની તારીખે ઈરાંનથી સુરત લાવ્યા હતા. કે દરેકે સવાલના જવાબો યજદ અને કેરમાંનનાં દસ્તુર ને મોબેદોએ સીલસીલાબંદ જવાબો લખી મોકલ્યા

**યઝદ ને કેરમાન શહેર લખી મોકલતા**
**રેવાયત ના સવાલના જવાબ મંગાવતા.**
**દીનની ગણુતીની તકરાર ઉઠાવતા**
**સવાલ મોકલી ઇરાન જવાબ પુછાવતાં**

હતા. તે જવાબોની સેવટે ત્યાંના દસ્તુર મરજબાન હોશંગ તથા બેહદીન બેહરામ મુલ્લાં અરદેશરે સુરતના દસ્તુર કાઉશ ફરેદુન મુંનજમી તથા શેઠ ધનજીશાહ મનજીશાહને, નાંમ બે નાંમ, દોઆ તથા આફ્રીન કીધી છે.

"આએ સુરતથી મોકલેલા સવાલો તથા તેના જવાબોની "**ઇઠોતેર રેવાઅત**"ને નાંમે ગુજરાતીમાં તરજુમો કરેલી એક ચોપડી ઈ સ. ૧૮૪૬ માં દફતર આશકારા છાપાખાનામાં શેઠ કાવસજી ફરદુનજી મરજબાને છાપી પરગટ કીધી હતી." પા પ્ર.

"સુરતવાલા શેઠ ધનજીશાહ મનજીશાહ તરફથી રોજ માહના તફાવત વિષેની તકરારના સંબધમા ઘટતી તેહકીક કરવા માટે મુલ્લાં કાઉસ રૂસતમ જલાલ (૧૭૩૩-૧૮૦૨) પોતાનાં ૮ વરસની વયના બેટા પેશોતન (પ્રખ્યાત મુલ્લાં ફીરોજ ૧૭૫૮-૧૮૩૦) સાથ તા. ૨૯ મી માર્ચ ૧૭૬૮ ને દીને ઈરાંન ગયા હતા તે વખતે આપણા મહજબને લગતા ૭૮ સવાલો પણ સાથે યઝદ તથા કેરમાંનના દસ્તુર દાવર ઉપર સુરતના કેટલાક જરથોસ્તીઓએ લખી મોકલ્યા હતા. તેમાં શેઠ શેરાબજી કાવસજી નેકશીયાતખાનનું નામ પણ જોવામાં આવે છે આ ૭૮ સવાલો અને તા. ૧૮મી એપ્રિલ ૧૭૭૪ને દીને સીલસીલાબંધ આવેલા જવાબોની રેવાયત ( દીનબેહ માજદિયશનીના હફ્તાદો હશ્ત પૈરશેશ પાશોખ ) ૭૮ રેવાયતને નામે ગુજરાતીમાં તરજુમો થઈ ઈ. સ. ૧૮૪૬માં પ્રેગટ થઈ હતી."

મુરૂનજી

ઉપલી રેવાયતને માટે પારસી પ્રકાશ જોતાં ઈ. સ. ૧૭૭૩નું સાલ લખાયેલુ છે—જ્યારે મરાકા ડાયરીમાંથી ભાઈ મુરૂનજીનાં લખાણુમાં ઈ. સ. ૧૭૭૪ એજ તારીખે આપણે વાંચીએ છીએ. ધ. બ. વા.

"હવે યજદ અને કેરમાન આજેજ નહી પણ ઘણી સદીઓથી આપણા મુખ્ય મથકો છે તે એકથી વધુ આધારે માલમ પડે છે. આપણા અહીંના બસો ત્રણુસો વર્ષ પરના વડીલો ઈરાનથી આપની દીની બાબતોમાં જે પુછપરછ આપણી રેવાયતોમાં જળવાઇ રહી છે, તે યજદ અને કેરમાનની હતી." મારી મુંબઈ બહારની સેહેલ. જી. જ. મોદી

તા. ૨૦ નવેમ્બર ૧૯૨૫.

શ્રી નવસારીએ૧૧ કસ્બે ગયા નેકશીયાતખાન,
જરથોસ્તી ટોલાનું રાખવાને માન.
હતા પેશ્વા સરકાર યસવંત દાભાડે,
જઇને ઉભા ત્યાં એક નેક કામ માટે.
કહયું છે ધર્મ અમારો યઝદા પરસ્તી,
સાચ્ચી દીનદારી માજદીયસની.
તે મઝદાના ધર્મની ખરી જે રોશની,
બજાવતા રહે મોબેદો નેક મનશની.

---

આ નોટમાં જણાવેલા ધનજીશા મંચેરશા ઉર્ફે મનજીશા નેકશીયાતખાનનાં કાકાના દીકરા થતા હતા. એ બીનાં હમારા બાપીકા ઘરથી જુની દીસાપોથી ઉપરથી જોતાં મને માલમ પડી છે. ઇ. સ. ૧૭૪૫માં જે વેલા કદમી ટોલાની સ્થાપના થઈ તે વેળાનાં પુરાણા દસ્તાવેજમાં ધનજીશા મનજીશાનુ નામ કેટલીક સહીઓ સાથ જોવામાં આવે છે પણ કેટલાકો એ નામની સાથ અરદેશર કોટવાલનાં બાપ ધનજીશાનુ નામ ભેલી દે છે. શુક્રવાર, તા. ૧૩મી જુન ૧૯૧૯ના જામે જમસેદમાં 'જી'ના તખલ્લુસ હેઠલના લખાણમાં 'એક અગત્યનો પુરાણો પારસી દસ્તાવેજ'માં પણ એમ લખવામાં આવ્યું છે કે 'એહેદીનોમાં એક જાણીતું નામ જે આપણું ખાસ ધ્યાણ ખેંચે છે તે ધનજીશા મનજીશાનુ છે કે જેવણ સુરતમાં પાછળથી જાણીતા થયલા અરદેશર કોટવાલના બાવા હતા.' મજકુર ધનજીશા મનજીશા કે જેવો ધનજીશા મનજીશા ધનજીપદમશાહના તરીકે જાણીતા હતા તેવણ અને અરદેશર કોટવાલના બાવા ધનજીશા કે જેવોનુ આખુ નામ ધનજીશા બરજોરજી બહેરેમદખાન છે તે બે અલગ આસામીઓ હતા. એ બીનાં આ ટકે હું ટાંકી બતાવવાની રજા લઉં છું. ધ.બ.વા.

૧૧ પાક ઈરાનશાહની તવારીખ (સાપુરજી કાવસજી હોડીવાલા પાનું ૪૪૫.) માંથી નવસારીના મોબેદોપરની ખંડણીની માફીના પરવાનાને લગતું નીચલું જાણવા જોગ લખાણ મલે છે.

**શેઠ સોરાબજી કાવશજી નેકશાતખાન ( ઘડીઆળી ) ( ઈ. ૧૬૯૭-૧૭૭૨ )** જેવો સુરતના રહેવાસી હતા તેમની મહેનતથી પેસવા સરકારે નવસારીના મોબેદોપરની ખંડણી જે વર્ષ દહાડે રૂપીઆ ૪૦૦ની

**આવી ઉભા અમો તમો સનમુખ ખડા,**
**માફ કરો તમો જજીયાવેરો સદા.**
**કીધો તે માફ શ્રી રાજયમાન્ય રાજેશ્રી,**
**ધુરંધર વિશ્વાનિધી યશવંતરાવ દાભડી.**
**જનમ જેનો ૧૬૯૭ મા થયો**
**મરણનો દીવસ ૧૭૭૨ લખાયો**
**તા. ૨૯ એપ્રીલ- ને ૧૭૭૨**
**શોરાબજી થયા હક ઉંમર-૭૫**
**નેકીના કામ કરી કહેવાયા નેકનાંમ**
**ગયાં તે નામ પણ રહયાં છે તેનાં કામ.**

---

હતી તે માફ કીધી હતી. તેના કેટલાક પરવાના બચી રહયા છે તે નીચે પ્રમાણે હતા.

"(૨) આજ્ઞા પત્ર સમસ્ત સેના ધુરંધર વિશવાશનિધી રાજમાન્ય રાજેશ્રી યશવંતરાવ દાભાડે સેનાપતી તાહા મુકદમાની કસ્બે નવસારી સુમાસન સીત સલાસી નમૈયા અલફ કસ્બા મજકુરે બ્રાહ્મણ અંગીઆરૂ નીશબત પારસી રૂખાત છે તેને ખંડણી પટી માફ કરી છે તો તમે દરેક બાબે મુઆહીમ ન થવું. બ્રાહ્મણને ઈજા ન આપવી. તાકીદ છે જાણવું ચંદ્ર સતર માહે જીલકાદી ( તા. ૩૦ મી મારચ ૧૭૩૬ ) N.S

(૩) અભય પત્ર સમસ્ત સેના ધુરંધર વિશવાશનિધી રાજ માન્ય રાજશ્રી યશવંતરાવ દાભાડે સેના ખાસ ખેલ તા. સમસ્ત બ્રાહ્મણ ઇંદું વકારતે બ્રાહમન કસ્બે નવસારી પ્રગણે મજકુર પ્રાણ સુરત સુમારીન સલાશીન મૈયા અલફ તહમારે બાબે **સોરાબજી ઘડીઆલી** હજુર આવી અરજ કરી કે બ્રાહમણ એમની પાસેથી કાંઇ ન લેવું. ખેતીવાડી કરતા હશે તેની પાસે કસ્બે મજકુરે જે રૂપીઆ વધ્યા તેની વાંટણી લેવી એવી અરજ આવી તે ઉપરથી અભય કે તમે એક રૂપીઓ ન આપો. બીજા ધંધા કરનારા વ્યાપારી જે હશે તે આપશે તમોને તગાદો કોઇ બાબે નહિ. સુખ રૂપ રહેવું. જયસ્તી તો શીશ હજુરથી લાગવાની નથી એ વીષે અભય છે, એવું જાણવું ચંદ્ર ઓગણત્રીશ જીલકાદ." નોધ-ઉપલી તારીખની મુંકાબલે તા. ૧૧ મી એપ્રીલ ૧૭૩૬ N. S હતી. બીજો પરવાનો ઊપલાજ સને તારીખનો નીચે પ્રમાણે હતો.

## બરજોરજી સોરાબજી કાવસજી બહેરેમંદખાન.

**જનમ ઇ. સ. ૧૭૧૭.** **મરણ ૩ જુન ૧૭૯૧.**

નેકશીયાતખાન પામીયા બહેસ્તનું મકાન,
મુકીને ગયા બે દીકરાનાં નામ.
વડા બેટા બરજોરજી બહેરેમંદખાન
સહાદતમાં જોતાં બજાવ્યું છે કામ.[1]
બરજોરજીને મળ્યું હતુ મામલતદારી માન,
સરકારી દફતરમાં નોધાયેલું નામ.

---

(૪) " અભય પત્ર સેના ધુરંધર વિસ્વાશનિધી રાજમાન્ય રાજેશ્રી બાબુરાવ દાભાડે સેના ખાસ ખેલ તાહ સમસ્ત બ્રાહ્મણ હિંદું વકારતે બ્રાહમણ કસ્બે નવસારી પરગણે મજકુર પ્રાણ સુરત સુમાસીન સલાસીન મૈયા અલફ કસ્બે મજકુરના ઘાસદાના હજુર લીધા તેની વટી મુકદમ ચાલે છે. એવું સોરાબજી ઘડીઆલી એણે હજુર આવી જાહેર કર્યું અને અરજ કરી જે સમસ્ત બ્રાહમણ એવનને મારીનું અભયપત્ર આપવુ એવી અરજ આપી માટે અભય જે સુખરૂપ કસ્બે મજકુરે રહીને વાસ્ત ઠીક કરવું. તહમોને પટી બદલ રૂપીઆ માફ કીધા છે. મુકદમ અભય આપશે. તેને તાકીદ કરવામાં આવશે. એક રૂપીઓ તમોને આપવાનું કારણ નથી. એ જાણીને સુખરૂપ રહેવું એ વિષે અભય છે જાણજો ચંદ્ર ઓગણીશ જીલકાદ મુરત શુદ " ( રૂશતમજી જા. દસ્તુર કૃત કીસ્સે આતશબેહરામે નવશારી ભાગ બીજો પા. ૬૧—૬૨ )

૧ ઈ. સ. ૧૭૪૪ના સાલમાં નેકશીયતખાન દીલ્લી ગયા બાદ પોતાનાં કુટુંબને (ધણીયાણી અને બચ્ચાઓ) પણ દીલ્લી ખાતે બોલાવીને પોતાની સાથ રાખવામાં આવ્યા હતા કે જે તે વેળાનો પહેલાં પારસણ બાઇ દીલ્લી જવાનો બનાવ ગણાતો એમ હમારા બુજરગો કહેતા હતા અને ત્યાં ૧૫ વરસના વસવાટ દરમ્યાન નેકશીયાતખાનને માનપાનથી ખેતાબ નવાજ્યા સાથ તેવોનાં બધે બેટાઓને પણ દીલ્લીની શહેનશાહતથી નવાજવામાં આવ્યા હતા વડા બેટા બરજોરજી ને બેહેરેમંદખાન ( દોઆંઓથી પાંલો સાહેબ) જ્યારે નાંદલા બેટા પેસતનજીને (તાલેયારખાન બુલંદ નશીબનો સાહેબ)નો નસીબવંતો ખેતાબ એનાયત થયો હતો.

બાપની જાગીરો હતી તેવો પાસ,
રેસમી કાપડનો વેપાર હતો ખાંસ.
બંન્ને ભાઇઓ કરતા વેપાર રાસ,
બાપની રહાસદ ઇજત હુરમતની ખાસ.
૧૭૯૧ના સાલની અંદર,
ભાગીદારીથી છુટા પડીયા સદંતર.[૨]
ઓલપાડ, કડોદ ને વાલોદના ગામ,
બરજોરજીને સોંપેલા સરકારે કામ.[૩]
કુરજાના ઇંજારા હતા તેવો પાસ,
સરકારી બજાવતા ઓધ્ધાઓ ખાસ.
કઈ અંગ્રેજ અમલદાર મી. બુચર નામ,
વરસ પાંચને કરારે લીધેલુ ગામ.
નામ તે પરગણાનું 'ટીબા' કહેવાએ,
સહાદત પરથી હુંકમા લખાએ.
ઉમરાવી બાપના બેટા કહેવાએ,
એકમાર્ગી ને સાદાઇ ભોગવેલી જણાયે.

---

૨ બાપ પછીથી બન્ને બેટાઓ સુરતમાં રેશમી કાપડનો રાસમા વેપાર કરતા હતા અને પાછલથી પોતાના પીતાને મલેલી જાગીરીઓનો વહીવટ પણુ ચલાવતા ત્યારબાદ ઈ. સ. ૧૭૯૧ના સાલમાં એ બન્ને ભાઇઓ પોતાનો ભાગલાગ વેપારવણુજ છુટો પાડીને જુદા પડયા હતા.

૩ બરજોરજી બેહરેમંદખાનને સરકારે ઓલપાડ, કદોડ અને વાલોદ ગામના મામલતદાર બનાવ્યા હતા અને સરકારી કામમાં એવોની નોંધ આપણને મલી આવે છે તેમજ ટીબા પરગણું કોઈ મી. બુચર નામના ઇગ્રેજ પાસેથી પાંચ વરસને કરારે [ઇજારાએ] લીધું હતુ અને શેડોઆ પણું ભોગવ્યું હતું. બરજોરજીનાં ત્રણ બેટાઓ ધનજીશાહ દોસાભાઈ અને દારાશા હતા જેમાં સરકારી સેવા બજાવવામાં બાપના મરણ પછીથી ધનજી-શાહથી પાછી કારકિર્દી શરૂ થયેલી જણાય છે, બીજાઓ માટે સહાદત જોતાં પોતાના વડવાઓની સરકાર તરફથી વાંરસામાં મલેલી જાગીરીઓનો હક ભોગવી એકાંત જીંદગી ભોગવી ગએલા માલમ પડે છે.

દોસાભાઈનુ મરણ ૧૮૨૦ દારશાનુ મરણ ઈ. સ. ૧૮૩૬. પા. પ્ર.

તા. ૩ જી જુન ને ૧૭૯૧,
બરજોરજી બહેરેમંદખાનનું મરણ આવ્યું.
પોતાના વારસામાં ત્રણનાં છે નામ,
જેમાં ધનજીશાહ બહેરેમંદખાન નીકલ્યો નેકનામ.
સરકારી સેવામાં નથી મલતું લખાણ,
પેસતનજી સોરાબજી તાલેયારખાન.[૨]
કરતા તેઓ વેપાર ને જાગીરીના કામ
પણ પાછળથી તેના વારસો છે નેકનામ.
મરણ તેઓનું નોંધાયુ ૧૮૦૮,
૧૧ મી તારીખ અને દસમો છે માસ.

---

૨ શોરાબજી નેકશીયાતખાનના બીજા બેટા પેસતનજી તાલેયારખાન માટે ઉપર જણાવ્યું તેમ પોતાનાં ભાઈથી ભાગીદારી છુટી કરી પોતાનો જુદો વેપાર કરવા સાથ બાપીકી જાગીરીના ફાલાનો હક ભોગવવા સીવાય બીજુ લખાણ સહાદત જોતાં માલમ પડતુ નથી. પણ પાછળથી એ 'બુલંદનશીબ'ના ખેતાબ મેલવનાર સાહેબનો પાછલો વંશવેલો સારી નામના સાથે આજે જોવામાં આવે છે. એવોનું મરણ તા. ૧૧ અકટોબર ૧૮૦૮ને દીને નીપજ્યું હતું. પા. પ્ર.

જાણીતા પારસી વકીલ મ. માણેકશા જહાંગીરશા તાલેયારખાન, વડોદરાવાલા મ. દીનશાહ અરદેશર તાલેયારખાંન, મુબઇ મ્યુનીસીપાલીટીવાલા મ. શેઠ માંણેકશા કાવસશાહ તાલેયારખાન પ્રોપ્રાયટરી સ્કુલવાલા મ. હોરમશજી જહાંગીર તાલેયારખાન, એ આગલા મરહુમો ઉપરાંત હાલના જમાનાના જાણીતા બાહોસ પારસી શેઠો પેસતનજી જહાંગીર તાલેયારખાન સી.આઇ ઇ, પારસી બારીસ્ટર અને હાઈકોર્ટના માજી જડજ ફરદુનજી શોરાબજી તાલેયારખાંન, સુરતના સેસન્સ જડજ પીરોજશા જહાંગીરશા તાલેયારખાન, રૂસતમ પેસતનજી તાલેયારખાંન, નેકશીયાતખાન અને તેઓના બન્ને બેટાઓના કુટુંબને લગતી વીગતોની અંગ્રેજી ચોપડી લખનાર જાણીતા હાઈકોર્ટ પ્લીડર કાવશા માણેકશા તાલેયારખાનવગેરે તાલેયારખાંન કુટુંબના જોવામાં આવે છે.



## ધનંજીશાહ બરજોરજી શેરાબજી બહેરેમંદખાન

જનમ-૧૭૭૦. મરણ તા. ૧૯-૧-૧૮૧૦.

સુરતમાં કહેવાએલો ધનજીશાહ શેઠ,
ઉતરેછે જેમાં પાછી બપાવાની ટેક.
વડવાનાં નાંમની કિર્તી એ લઈ,
બ્રિટીશની સેવામાં નોકરીએ રહી.
થયા જ્યારે ઉંમરમા લાયક જવાન
બાપ બપાવાની રીતપર ચાલવાનુ ધ્યાન.
શુરૂઆત કીધી ૧૭૯૧ નાં સાલ
સરકારે રાખીયા- વફાદારી ચાલ.
ઓધ્ધો આપ્યો તેવોને સ્હેતાને વાર,
ઓરપાડ ને કરોડ વાલોડના મામલતદાર.[1]
તાલુકાના ચીફ થયા ધનજીશાહ શેઠ
ઇમાનદારીથી બજાવે સરકારની વેઠ.
૧૮૦૦ ના સાલમા સુરતનો કારોબાર
ઇસ્ટ ઇંડીઆ કંપનીએ લીધો તે વાર.
નેકુશીયતખાને કીધેલી સેવા ઘણી
તેથી તેના વારસ પર સ્હેમદીલ બની
સેવાંના બદલામાં બ્રિટીશ સરકાર
નેટીવને નેમેછે એજંટ રાજદરબાર.
ધરમપોર ને વાંસદા માંડવી ને સચીન
કારોબાર ચલાવે રાજ રહે નચીંત.
પોલીટીકલ એજંટની પદવી આપી
ધનજીશાહે મેલવીને કીરતી સ્થાપી.
રજવાડાની ખટપટમાં સારી શકિત
ધનજીશાહમાં જોઇએ તેટલી હતી.

---

૧ એવોના બાપ બરજોરજી ગુજરવાબાદ નાંમદાર સરકારે ધનજીશાહમાં ચંચલાઈ જોઈ પ્રથમ ઇ. સ. ૧૭૯૧નાં સાલમાં ઓલપાડ કરોડ અને વાલોદનાં ગાંમનાં મામલતદાર (Chief Divisional Officer) તરીકે નેમીઆ હતા.

પા. પ્રે.

"રજવાડી દફતરો ખોલીને કોઈ ફુરસદવાલો લખનાંર મુકરર કરસેતો એક પાંરસીની રાજદુવારી કામોની તારીફ બહાર પડશે." એ.

ટુંક ઉમરમાં મોહટી પદવી
મેલવી ખરી પન કમનસીબી.
ચાલીસ વરસનો અહોર જવાન
સરકારની સેવામાં ખોહુયો તેને પ્રાણ.

ઈનસાંન તું જાનતે જો આવતી આગાહી
તો પીછાનતે તું કહ્યું ખોદાની ખુદાઈ.
દસ વરસનાં દાહેકાની થઈ મોહટઈ
કુહેછે ખુદરત કે હુવે થઈ આખેરાઈ.

## બોહ્રાન સાથે લડાંઇ

૧૬ માહલને છેટે સુરતથી બોહ્રાન.
માંડવીના હીન્દુ રાજાનું તે ગામ.
દાઉદી વ્હોરાની વસ્તી હતી ત્યાં
હતા ત્યારે લુટારા ને ટંટા ફેસાદી જયાં.
ત્યાં નીકલ્યો છે ફકીર એક અબ્દુલ રહેમાન
દાવો કરેછે તે કે સરવે થાવો મુસલમાંન.
બોહ્રાની વ્હોરાઓએ કબુલીયો તે પીર
ફટકવા નહી દીધા હિંન્દુઓના વીર.
તા. ૧૦મી જાનેવારી ને ૧૮૧૦
વધી પડીયું તોફાન એકદમજ બસ.
માંડવીના રાજનો સુખાનંદ વજીર
પાઘડી ખોલામાં મુકી થયા વશ જંજીર.
નમીયા વજીર મુસલમાનને કરવા નરમ
પન જોર પર ચઢેલા વ્હોરા થયા હતા ગરમ.
તરતજ લીધી મુસલમાને તલવાર
છટકાવ્યું માથુ તે ઘડી પલવાર.
એક પછી એક હિન્દુ માર્યા ગયા
માંડવીના રાજા પારડી કીલ્લે ભરાયા
"મીન સાહેબને" નામે ફકીર ઓલખાવતો.
બંદ ને ફીસાદથી લોકને ડબરાવતો.

હુતા સુરતનાં કલેકટર મી. એન. કો.
પેગંમબરી દાવો લખી તે પર કાગલ મોકલ્યો.

નામે સુલીમાન વ્હોરાને તે પેગાંમ આપ્યો
સુલીમાંને કુલીપાસ રવાના કરાવ્યો.
"મારા માણુસને રૂ. ૫૦૦૦) આપજો
નહીંતો સુરત છોડી વડોદરે જજો."
કુલીને કલેકટરે કેદ કરાવ્યો
કે મુસલમાંની આંખોમા ખૂંનસ ભરાયો.
ધરમ માટે જીવ આપવા સુરત છોડી
ચાલતા થયા મુસલમાંન માંડવી દોડી.
તા. ૧૬.મી જાંનેવારી ઇદિનો તહેવાર
મીન સાહેબ મોકલાવેછે ઓઢાનથી તેવાર.
સુરતની અદાલતમાં સૈયદ હાડા હુતા
જેપર ચીઠી આપીને પીરશાહ રવાને થતા
સૈયદ હાડા પર હુકમ લખે છે એમ,
જણાવ કોને પેગંમબર અહુમદ છેવું તેમ.
અડચણ નથી મને જો કબુલ કરે ઇમામ
નહીંતો ભાગવાની તૈયારી કર તું તમામ.
ઇદ હુતી તોપણ મુસલમાંન નહી ડીસીયાં,
શહેરનાં હીંન્દુ ને ડરાવતા ફરીયા.
ઇદને બીજે દીન તા.૧૭ મી એ,
શહેરમાં જાહેરનાંમુ નીચે પ્રમાણે.
"સુરતનાં કલેકટર ને હુકીમના જોગ,
જાહેર કરૂં છુ તુંને આ ચેતવણી યોગ.
દરવીસનુ નામ અહુમદ છે
ઇમાંમ મેહદી ને હીંન્દુનો કલંકી કહેછે.
દીરગજો ઇસલાંમી કબુલ રાખી આવો
નહીંતો શેહરને છેલ્લી સલામે છોડી જાવો
નિકંર અને લડવા તૈયાર થાવો,
ફકીર હું ચોથા આસમાંનથી આયો

મારામાં ભેગાં થયા છે કાલગુદો ચાર
બાવા આદમ ક્રાઇસ્ટ ને અહુમદ મેહીનો સાર
તમો પાસ જો હોય ટોપ ને બંદુક
તો મારી પાસ છે ડંડો ને રૂમાલની સંદુક.
તૈયાર કરો બંદની જલદી તૈયારી",
૧૮૧૦ ને ૧૭ જાનેવારી.
અંગ્રેજો પર આવ્યો ઝનુંની પેગામ
શહેર સુરત રહયું થરથરી તમામ
પડયો બીજો દીવસ ને સુરત શહેરમાં
મુસલમાનો ઉભરાયા એ કેહેરમાં
હવે કો. એ વિચાર્યું કે ફકીરને પકડવો કેમ
સલાહ લીધી તેણે કરનલ કીથની એમ.
રાતોરાત આર્ટીલરી મોકલાવી ત્યાં
સાથે બે ટુકડી કેવેલરીની જ્યાં.
તુરતજ બોહાન પર ઘેહરો નાખયો
સહવાર પડતાં પહેલાતો જાપતો રાખયો.

## ધનજીશાહની કતલ

મોકલાવ્યા કેપટન કર્નીંગહામને
સાથે આપીઆ ધનજીશાહ બહેરેમંદખાંનને.
વલી માંડવીરાજનો કહેવાએ વકીલ,
સીપાઇઓની સાથે કેટલાક પેહરેગીર.
કુદરતની આગાહી તો ખરીજ પરે
આગલથી અપસુકન થયાજ કરે.
ઉંબરથી ઉતરતાંજ ઠોકર લાગી
ધનજીશાહ પડતાંજ આંગલી ભાંગી.
રાતના સ્વપનાંની યાદી થતાંજ
ન્યાંયગાનો સાથે પોતે જતાંજ.
પણ સેવા બજાવવી છે સરકારની
નાં કેમ પડાયે તેણે દરબારની.
ઉગ્યો સુરજ તે બોહાંન મુકામ
આવી પુગીયા એકદમ તે સરંનજામ.

સરકારી રીપોર્ટમાં લખીયું છે એમ
પહેલે નદી ઓલંગવાની ધનજીશાહની નેમ.
સાંકડી મસજીદમાં એ ફકીર રહેતો
પેગંમબર તરીકેનો તે દાવો કહેતો.
ધનજીશાહની સાથે મસલત થઇને
કનીંગહામ ને ધનજીશાહ અંદર જઇને.
ફકીરને સમજાવી સરણ થવા કહયું
કે ઝનુનીઓએ તલવારથી હડ કાપીયું.[3]

---

૩ આ માટે સુરતના ચીફ મી. ક્રો. ના- ૩૧. ૧- ૧૮૧૦ ને દીને મુંબઈ ગવરનર જોનાહંન ડકંન ઉપર મોકલાવેલા "ઓફીશીયલ રીપોરટ"માં નીચે મુજબ લખે છે :

"By the 17th two Borahs of Boodhan were sent to me by the Kazy with a letter (no. 3) they had brought to him from the fanatic and one to me desiring me to accept the religion of Mohomet, retire or fight.

The best of this and the following day was taken up in collecting information which all bespoke the determined resolution of the fanatic, and the hearty concurrence of his brother Mahomotans to try a revolution here, when I resolved to take the sudden step of seizing him.

About two O' clock I imparted this (no. 4) to Colonel Keith who approved the measure and as the securing this insurgent Faquir, who from best intelligence had not left Poodhan, during the charge of government, was the primary object, two troops of cavalry were ordered to proceed by night in order to invest the place, and get hold of him if they could, or bar his departure till the arrival of four Companies of Infantry. Captain Cunningham who commanded the infantry, Dhunjeeshah Behramund Khan, Vakeel of the Rajah of Mandvie and four scouts attended them.

ધનજીશાહના કીધા અનેકા કટકા
અંગ્રેજોને તેણાં મરણથી લાગીયા ઝટકા.
બહાદુર અંગ્રેજોને ખુનસ ચહડીયું
આરબ ને વ્હોરા જણ પુસ્કલ મારીયું.

કેવલરીનો કારપોરલ માર્યો ગયો
કેપટન કનીંગહામે પાછો હુલ્લો કર્યો.
ઝનુંનમાં મુસલમાનોએ લગાડીછે આગ.
પોતાના ગામમાં થઇ નાસ ભાગ

કેવલરીના માંણસો નીકલી આવ્યાં.
પાયદલ લશકરબી આવી લાગીયાં
ફકીરથીના હલ્લાએ ઘાયલ થયેલો.
અબદુલ રહેમાન લુવારની ઝુંપડીમાં ભરાયલો

લુવારની ઝુપંડીમા સંતાયલો ફકીર.
ને પકડી કતલ કીધો કનીંગહામઅમીર
ભરાયાતા માંડવીના રાજા પારડી આવી
તેણે ૫૬મી રીજમીંટ તરત લાવી.

રાજલઇને બંદખોરો બેઠા હતા
સંતાયેલા રાજાને હેરાંન કરતા.
૨૨મી તારીખે રાજાને હાથ
અંગ્રેજોને મલીયો છાવણીમાં સાથ.

બલવો તો પાછો વધી યો ગયો
તેટલાંજ જનરલ આએરકાઅબી આવી લાગ્યો.
નમીંયા બલવાખોરો ધીમી પડી આંચ
જડમેખથી ઉખેડીયો બલવોબી ત્યાંજ.

---

The dragoons arrivel about day light at Boodhan. Dhunjeeshah was among the first over the river, and endeavoured to prevail on the Faquir to surrender himself, but was killed in the attempt with the Rajah's Vakeel and some other near him."

(The Cities of Gujrsshtra by H G. Briggs, Appendix B.)

સેંહુકડો હજારોના લોહીની નેહર
અંગ્રેજોએ લીધું ધનજીશાહનું વેર.
ચલાવી નહી હતે જો આવી કત્તલ
અંગ્રેજોનું નહી કહેવાતે બ્રિટીશ બળ.
બ્રિટીસનું બળ–ત્રાજવાનું ટોલ
અંગ્રેજી રાજનું નહી થાયે મોલ.
તા. ૧૯ જાનેવારી ૧૮૧૦ ની સાંજ
રોજ દપમેહરદાદર ને માહ કદમી પાંચ.
યજદેજરદી ૧૧૭૯ એ થાઈ
ધનજીશાહ કત્તલ થયા બોદ્ધાનની લડાઇ.
મરણ તો સરવેને પણ નાંમદારીમાં
અંમ્મર રહેસે નાંમ તેના કામદારીનાં.
મરણ બાદ સુરતથી જાયે છે રીપોર્ટ
મુંબઇના ગવરનંર જોનાંથન ડંકન ની કોર્ટ
ઓફીશીયલ રીપોર્ટમાં લખે છે મી. ક્રો
કે ખેરખાહ સરદાર આપરો માર્યો ગયો.

## વફાદારીનો બદલો

ધનજીશાહનાં મોહતથી રહેમદીલી વધી
કીધી તેનાં કુંટબની મુરબ્બીગીરી બધી.
આપ્યો જેનો ખરચ ૪૦) હજાર
કરો તેની નૈયતે કીયા ને ધંહુમ્બાર
ખરચો તેનાં પુન્યમા રકમ બેશુમાર
ફોકટ માર્યો ગયો હુમારો સરદાર.
બાંધીયું તરત વરસાંન વિધવા બાઇ
રકમ આપી ૩૦૦૦) બાઈ જીવીબાઈ[૪]
બજાવેલી નોકરીનો બદલો મલીઓ
મહેરબાંન બ્રિટીશ બન્યો તે વાલીઓ.

---

૪ ધનજીશાહના મરણ બાદ તેઓના ધણીઆણી બાઈ જીવીબાઈને નામદાર સરકારે રૂ. ૩૦૦૦) નું વારસીક પેનશંન બાંધી આપવા સાથ ધન-

## માંડવીના રાજ તરફથી કમલાપોર ગાંમપ પાછ ળથી ખાલસા થયું તેનું નાંમ.

જીશાહની નૈયતે ક્રીયાકાંમ અને ઘહમ્બાર માટે રૂ. ૪૦) હજારની નાંદર રકમ આપી હતી. એ કુટુંબમાં પ્રથમ પેનશંન બાઈ જીવીબાઈથી નાંમદાર બ્રિટીશ સરકારનુ આપેલુ આપણે જોઇએ છીએ કે જે અરસપરસની વફાદારી જોતાં વ્યાજબ્બા બદલો ગણી શકાય. ઈ. સ. ૧૮૦૦ ના સાલની ઉગતી સદીમાં નેકશીયાતખાંનનાં ઓલાદ ધનજીશાહ બેહરેમંદખાનના મરણથી ઈ.સ. ૧૮૧૦ના સાલથી ઘહમ્બારની ક્રીયાની શરૂઆત પુરેપુરી બરાબર એક સદી સુધી ચાલુ રહી કોટવાલની વાડીમાં ઈ. સ. ૧૯૦૯ ના સાલમાં છેલ્લી બંધ પડી હતી. કે જ્યાં સેંહકડો લોકોને પવીત્ર જમણવાર આપવાની તરતીબની સઘલી સામગ્રી ત્રણ મહીના આગમજ ઘેરમાં થતી રહેતી. ધ. બ. વા.

૫ "માંડવીનાં રજપુત રાજા નારબાજી અથવા બીજા દુરજનસીહજીનાં રાજ્ય અમલ (૧૭૮૩ –૧૮૧૫) માં માંડવી તાલુકામાં આવેલા બડેધાન ખાતે ઇ. સં ૧૮૧૦માં મીર અબદુલ રહેમાન નાંમના એક મુસલમીન દરવેશે ધરમ સંબંધી બંદ જગાડયુ હતું. રાજાદુરજનસીહ કેદ પકડાયા હતાં અને તેથી રાજાના દીવાન વિશ્વાનંદ સુરતની ઈંગ્રેજી કોઠીના વડા મી. ક્રો. ને રાજાના વકીલ મી. ધનજીશાહ બરજોરજી બેહરેમંદખાંન (૧૭૭૦-૧૮૧૦) મારફતે મળી રાજાને કેદમાંથી છોડાવી માંડવીની ગાદીએ પાછા બેસાડવા માટે મદદ માંગી અને તે માટે ઘટતો દસ્તાવેજ કરયો. મી. ક્રોએ ઉપલા ફકીરને પકડવા માટે કેપટન કનીગહાંમની સરદારીમાં એક લશકર મોકલ્યુ. સાથે મી. ધનજીશાહ ને પણ મોકલવામાં આવ્યા હતા. બોધાન જઇ પહોંચતા મી. ધનજીશાહે મસજીદમાં ભરાઇ બેઠેલા પેલા ફકીર અબદુલ રહેમાનને શરણ થવાને સમજાવ્યા પણ એટલામાં તો બંદખોરો તેમના ઉપર તુટી પડી તેમના ટુકડે ટુકડા કરી નાખીયાં. અચ્યતા અગ્રેજ લશકરે તુરત હુંમલો કરી ફકીર અને તેનાં ઘણાં સાથીઓને મારી નાખીયા અને કરાર પ્રમાણે રાજા દુરજનસીહને માડવીનાં ગાદી પાછી આપી. ઇસ્ટ ઇંડીયા કુંની તરફથી મી. ધનજીશાહ બેહરેમંદખાન ની બહાદુર સેવાના બદલામાં એમની વીધવા જીવીબાઇને તેમની હયાતી સુધી દર વરસે રૂ. ૩૦૦૦) નુ પેનસન આપવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. જયારે ખુદ રાજાએ પોતાના વકીલ, મી. ધનજીશાહના વીધવાના કુટુંબને કમળાપોર ગાંમ જાગીરમાં આપ્યું હતું." "મુરૂનજી"

વાંસદાના રાજમાંનું વાંદરવેલા ગાંમ
જરખરીદ લીધેલું વાંસદામા હાંમ.
વખતના વહેવારથી પડતુંજ રહયું
આજ સુધી તેનું નહીં માલમ પડીયું
ધનજીશાહની રહાસદમાં જમીનો ને જર
જાગીરોનાં થડ હવેલી ને ઘર
આજે કહાં તેના જર ને કહાં છે તે નર
બહાદુરોના દરખતનું કહાં રહયું સર
તા ૩૧ - જાનેવારી - ને - ૧૮૧૦
થયો છે રવાના રીપોર્ટ તે દીવસ બસ.
રાજદવારી પારસીની તારીફો થાયે
જાત ને પરજાતીમાં સઉમાં લખાયે.
તેની નેયતે ધરમ દીનનાં કાંમો થાય
રાજદવારી છાપામાં લખાંણો જાય.
કુંમસને રસ્તે ગાંમ પીપલોડ કુહેવાયે
ત્યાં ધનજીશાહનાં પુનમાં કુવો બંધાયે
કુવાપર મારી છે નીચલી તખતી
પોશ સુદર સંવત ૧૮૬૯ વરખી
હસે એવાં અનેક ધરમાદાં કાંમ
પન સહાદત વગેર નહીં લખવું લખાંણ.

---

"એ" ના તખલુસવાલી ચોપડીમાં માંડવીરાજના વજીરનુ નામ સુખાનંદ લખાયલુ દીસેછે. જ્યારે ઉપલા લખાણમાં રજપુત વંસાવલી જોતાં વીદયાનંદ નામનો વજીર જણાય છે. વધુમા "મુરૂનજી" ના લખાણ પ્રમાણે ધનજીશાહને માંડવી રાજના વકીલ તરીકેજ ઓાલખાવામાં આવે છે જ્યારે બ્રાઉન્સ અને બીજાઓ પ્રમાણે ધનજીશાહ ઉપરાંત માંડવી રાજના વકીલની પણ કતલ થઇ હતી. ધ. બ. વા.



The maingate and entrance of Piroshaji's Wadi at Salabatpura Surat.



સુરતના સલાબતપરામાં મરહુમ **શેઠ પીરોજશાહ ધનજીશાહની** વાડીને નામે ઓળખાતી જગ્યા. શહેરના એ છેડા ઘેરીને ઉભેલાં અરદેશર અને પીરોજશાહ બંધે ભાઈઓના મહેલ રોકાં મકાનનાં આગલા દરવાજાનો દેખાવ.

# શેઠ પીરોજશાહ ધનજીશાહ બરજોરજી બહેરેમંદખાંન

જનમ. ઇ. સ. ૧૭૮૬.    મરણ–૨૦–જુન–૧૮૪૩.

વડો બેટો ધનજીશાહનો જે નેકનાંમ
જનમ ૧૭૮૬ માં છે પીરોજશાહ નાંમ.
ધનજીશાહનાં મરણથી ગમગીનીં કહેર
બંન્નેભાઈ પર દીલસોજી આખી સુરત શહેર.
પીરોજશાહ ને અરદેસર બે ભાઈઓ થાય
નેકશીયાતખાંનની ઓલાદનાં વારસ કહેવાય.
જેવી ધનજીશાહનાં મોહતની ખબર પરી
કે ચીફ કોએ બોલાવ્યા દરબાર ભરી
બંન્ને તેના બેટાઓને દીલાસા દીધા.
વડવાઓની દોસ્તીના ભાવ વધાર્યા.
જેમ બાપ પોતે બેટાની સંભાલ રાખે
તેમ કો તે ભાઈઓને કેલવણી આપે.
કીધી તેણે ગોઠવણ તમાંમ ચીજની,
ઉધ્યોગી ઉપ્યોગી દરેક રીતની.
જયારે શીખી ભણી ને માહીત થયા.
પીરોજશાહ અદાલતમાં નોકરી રહયા.
અકકલ ને હુશીયારીથી વધતાજ ગયા
ટુંક વખતમાં તેવો સદર અમીંન થયા.
રેવેન્યું કલેકટર નેટીવ એજંટ બન્યા
બ્રિટીશ કારભારમાં શ્રેષ્ટ ઓધ્ધા પામયા
ધરમપોર સાથ વાંસદાના મુખી કીધા,
જેની બુધ્ધી પર હતા દરેક જણ રીદા
અંગ્રેજી અમલદારો પીરોજશા કહે જેમ
સલાહઓ લીએ ને ચાલે પણ તેમ.
નામાંકીત બ્રિગ્સ કહી ગયો એમ૧
રાજદવારી પીરોજશાહ થઈ ગયો છે જેમ

---

૧ ધનજીશાહના મરણ બાદ તેવોના બને બેટાઓ ઉપર નાંમદાર સ-રકારે પોતાની કેવી દીલસોજી બતલાવી કે એક બાપ તરીકેનાં હકથી ઉ-ધરતી કેલવણીએ તેઓને મહાન આદમી પર લાવી મુકીયા તે આપણે

મલી હતે એ જગ્યા પર એકજ ટક
હતે જો અંગ્રેજ તો ગવરનરીએ પોંહચત.
નથી તેણે માંન ચાંદ કે મોહટઇની આશ
નહી તો હિન્દુસ્તાનની તવારીખમાં લખાતે ખાસ.
જેના કામના બદલામાં જાગીરો બક્ષી
નામદાર બ્રિટીશે બહુ ઇજતથી સતકી.
ચોર્યાસી તાલુકાના માંમલતદાર થયા
રાજ ને રૈયતની સેવા બજાવી ગયા.
જાતે ને પોતેજ સેવા બજાવી અનેક
નહી રાખવી ઓદ્ધાની મગરૂરી યા ટેક.
જાત ને પરજાતની બજાવી છે તમાંહ
નથી રાખી તેમાં કસીબી મનાંહ.
કમલાપોરની જાગીર કંઈ માંડવીરાજે
બક્ષીછે વફાદારીમાં ૧૨૦૦૦) વરસાન સાથે
વાંસદાના રાજતરફથી વાંદરવેલા ગાંમ
રૂ. ૬૦૦૦)ની વારસીક પેદાયસનુ થાંમ
વાંસદા ને માંડવીના રાજાએ ભેત
વફાદારીના બદલામાં આપ્યાં શ્રેટ.
કર્યા તેવા પામીયાં બેશક જરૂર
બ્રિટીશનાં થયા માનીતાબી પુર.

## દરબારનો દબદબો[૨]

નોકરીની સેવામાં નામદાર સરકાર
એલફીન્સટંન મોંટસ્ટુર્ટ ગવરનંર.
હુકમ મોકલાવેછે સુરતના જડજ ઉપર
ફરમાવે ને લખેછે કે મી. રોમર.

---

જોઇ ગયાં છઈએ. એવોને એક રાજદ્વારી માણસ તરીકે "એ" ગણી આગલ વધુ જણાવેછે કે " જો કદી એકાદ ટક મલી હતે તો તે હિન્દુસ્તાનની તવારીખમાં મોટું નામ કાઢી જાય એવા માણસ હતા" કે એવોની વિશાળ બુધ્ધીથી અંગ્રેજ અમલદારો એવોની સલાહે ચાલીયા હતા.

૨ આ હેવાલની નોંધ તા. ૨૧ અકટોબર ઇ. સ. ૧૮૨૨ નાં મુંબાઇ સમાચારમા છે. પા. પ્ર.

તા. ૯ અકટોબર ૧૮૨૨ ને દીને
દરબારભરી એનાયત કરો તેને.
સરકારની કીમતી સેવામાં ખરા
આપો જાગીરો તેને વંશપરંપરા.[3]

દરબાર મલી છે પીરોજશાહનાં માન અર્થે
ઉગતા સુરજની કલાક આઠે.
અમીરો ઉમરાવોથી દરબાર ભરાઇ
નવાબ કંમરોલદેહ બહાદુરની સવારી પોકરાઈ

અ મ લ દા રો જા ય છે એ સ તે ક બા લ.
પી રો જ શા હ ને બે સા ડે છે ય ક બા લ.
શહેરમાં ફરમાવ્યોછે રોમરે હુકમ
સજાવો તેવોને સરપાવથી પ્રથમ.

સજીને બેઠાછે ત્યાં મસદંન ઉપર
દીઠા જેને દેખાવ તે ભાગ્યશાળી નર.
વંચાયું તે વખતે ફરમાંન હજુર
કિમતી નોકરી બદલ સરકારથી પૂર

સરપાવ ને સાહજદાર ઘોડાની ભેટ
ખેલાત સાથે આપી જાગીરી બક્ષેસ
ત્યાં પોકરાઇ રહયો છે કંઈ બુલંદ અવાજ
બાંગ મારી ચોપદારે નેકીની આદમસાથ.

" સરફરાજ સુદંદ સરફરાજ સુદંદ ".
નેકી પોકરાઈ અવાજે બુલંદ.
ઉઠીયા આસાન પરથી પીરોજશાહ ઝટ
સલામી આપી દરબારને તુર્ત.

---

૩ પીરોજશાહને જાગીરીના ગાંમો નાંમદાર સરકારે ઈનામમાં આપેલાં હતાં જેને સંનદમાં જાવેદાંન વંસપરંમપરા યાને ફારસીમાં "મદદેમાંસ" કહેવામા આવ્યા છે.

ચીકલી તાલુકામાં ઘેજ ખુડવેલ ને રજવાડા, ચોર્યાસી તાલુકામાં ભાંણોદ્રરા દેલાડવાને ઉંબેર. "ધ. બ. વા.

રેશમરે ઉડી ને હીરાજડીત સીરપેજ૪
પહેરાવ્યો ગલામાં પીરોજશાહને તેજ.
ચમરી આફતાંબગીરી ઇટા ચોપદાર
પાલખીની સાથનાં હમાલ ખબરદાર.
એનાંયત થઇ બખશેસ કદરદાનીથી
મહેરબાન દયાલુ બ્રિટીશ સરકારથી.
નવાબો દરબારીઓ કલેકટર ને જડજ
વિદાય થાય પીરોજશાહની સાથે તરત.
રોણકદાર સ્વારી વાડીએ વિદાય
સલાવતપરામાં મહેલ એ કહેવાય.
પ્રથમ નવાબની સ્વારી હાથી ઉપર
સાથે દરબારી રસાલો ને ચમરી છતર.
અદાલતનો રસાલો અરદેસરજી સાથ
બીરાજીયા છે જેવો સુંદર ઘોડાનો સહાજ.
પાછલ ચાલેછે ગાર્ડ ને સેપાહોનો સાથ
બહાદુર ને કદાવર ૨૦૦ તેજદાર હાથ.
તે બાદ કલેકટર ને રેમર સાહેબ
નેકીના પોકારોથી બ્રિટીશ ગાજેજ.
સરવેથી પાછલ પાલખીમાં એક
પીરોજશાહ બેઠા છે સલાંમી અનેક.
નિંહાલીયું હશે જેણે તે સરઘસ,
નેક કાંમની નેકી પોકરાઇ હશે બસ.
સઘલું વર્ણણ લખીયું શું લખાય,
અદનાં કમિનાંથી વર્ણન કહાં અપાય.
ધરતીપર પેદા પડે છે એવા કઇંક વિર
બંન્ને જેહાંનનાં આશીસ કેવા તેણે શીર.

---

૪ સીરપેજ એ રીતે પેહરવાનો દાગીનો છે પાઘડી ઉપર ફરતો હીરા જડીત (હમનાં ના જમાનાનો નેકલેશ) વચલી ટાંચ પર હીરાની કલગીર લગાડતા યાને ગલામાં પેહરવા—કલગીર છૂટી કરતા—રાજદરબારમાં એ દાગીનો પહેરાવવામાં આવે છે. "ધ. બ. વા.

બંન્ને ભાઇઓની હાકમી સુરત શેહરની
ભોગવી રહાસદ ખરે રાજવંસી પેરની.
રાજા ને રાણા બક્ષી ને નવાબ
જડજ અને કલેકટરથી સમજે સવાલના જવાબ
બંન્ને ભાઇઓની પ્રીત સલાહસંપજની
રીતભાત ને રહેણાંણ રાજવનસીની
ચઢીઆતા ઓધ્ધા એક પછી એક
ભોગવ્યા. જાહોઝલાલીથી તેવોએ દરેક

### તકીયાની ભેટ

૧૮૨૩ જુન તારીખ છે બાર
ઇદની ખુશાલીનો મહોતો તહેવાર
નંવાબ અફજલોદીનખાં કમરોલ દેહ હસમતજંગ
મહેલમાં જ્યાફત ને મીજલસ નો રંગ.
ઇદની મુબારક મુબારકી અપાયે
ત્યાં પીરોજશાહને તકીઆની બખશેસ અપાયે
પારસીને પહેલો એનાંયત ગણાય
નવાંબ મીર બહાદોરના હાથથી અપાય
અરદેશરનાં માંનની બીજી દરબાર
ત્યાં પીરોજશાહને અપાયેછે સરપાવ જરદાર
શાલના જોટા ઓઢારીને દમામ
સાંથે વળી આપ્યા કીનખાબ લાલ તમામ
૧૮૨૩ નાં ડીસેંબર માંસ
ધરમદીનનાં કાંમોમાં પોતે છે ખાસ.
કણપીઠને નાંકે આદરીઆંન કહેવાય
કાલાભાઇ વકીલનું કદમી ગનાંય
ભાંગી અવસ્થામાં બિસમાર થયું
નવી મરામત તેથી પોતે બંધાવ્યું.[૫]

---

૫ તા. ૫, ડીસેંબર ૧૮૨૩ ને દાને કણપીઠ ને નાંકેનું કદરીનું આ દરમ્યાન ઘણું જુનું થઇ જવાથી ખાનસાહેબ પીરોજશાહ ધનજીશાહે તે પોતાના ખરચે નવેસરથી મરામત કરાવી આપવાની તદબીર જણાવી હતી."

તા. ૧૫ ડીસેંબર ૧૮૨૩ મુંબાઈ સમાચાર પા પ્ર.

હુસે એવાંતો કંઇક ધરમાદા કામ
કાંમ વગર મેલવાતાં નહી દુન્યામાં નામ
પ્રીનસીપલ સદર અમીનની વલી
અઢારસો પચીસમાં જગયા મલી
મુંબઈના ગવરનંર એલફીસટંન કહેવાય,
વેલાતને વતન જવા તૈયારીઓ થાય.
ભલા હાકમની યાદમાં ફંડ્રો ભરાય
જ્યા નેટીવ એડજયુકેશન સોસાયટીનાં પુસ્તક સમાંય
ભરઈ છે મીંટીંગ ને ઠરાવ થયાં,
હાકમની સબી મુકવા નાણાં ભરાંયા.
બીજા ઠરાવમાં નેમાએ છે એમ.
મોટા દરમાયાથી પ્રોફેસર રહે તેમ
૧૮૨૭ ની તા. ૨૮ આગષ્ટે
મીંટીગ ભરાઇ હતી મુંબાઇ ખાતે
સોસાયટીમાં રાખો તેડાવીને જેમ
કેલવણી ફેલાવા વધારાની નેંમ.
તે ફંડમાં નાંણા ઝુડપમાં અપાય
વધુ સઉથી ફાંલો પીરોજશાહનો થાય.
મોકલે છે રૂ. ૧૦૮૦૦) તે વાર
વધુ સઉથી લખાયાં પત્ર દવાર.[૬]

---

૬ તા ૨૮ આગસ્ટ. ૧૮૨૭ ને દીને મુંબઃઈ મધ્યે દેશી રહેવાસીઓની એક સભા "નેટીવ એજયુકેશન સોસાયટી"ના પુસ્કખાનામાં માઉંટ સ્ટુઅરટ એલફીનસટન મુંબાઈનાં ગવરનરનોં ઓધ્ધો આઠ વરસ વેર ચલાવી પોતાને વતન સીધારવા નીકલ્યા હતા તેઓની દેશી પ્રજા તરફ કરેલા ઉપકારને માટેની લાગણી બતાવવા તથા આ દેશમાં તેમની લાયક રીતે યાદગારી કાયેમ રાખવાનો વીચાર કરવાને માટે મલી હતી. જેમાં દેશાવર ખાતે સુરતની પ્રજામાં ભરાયલા ફંડમાં ઉપલી યાદગાંરીમાં જે ફાલો ભરાયો છે તેમાં પહેલું નામ રૂ. ૧૦૮૦૦)ની રકમે પીરોજશાહ અને અરદેશર ધનજીશાહ બહાદુર બંન્ને ભાઈઓનુ જોવામાં આંવેછે. ૧ સપટેબર ૧૮૨૭ બોંમ્બે કુરીઅર.

સને ૧૮૩૨ ૩૦મી નો વાર
ગવરનરની કાઉંસીલ ભરાઈ ત્યાર
મુંબઇ ઇલાકાના ગામોની તપાસ
જે માટે આપ્યો છે ઓધ્ધો એક ખાસ
જુડીશીયલ ખાતામાં બખશીયો હક
પીરોજશાહને કીધા નેટીવ જડજ.૭
લખનારની કલમ ચાલતી નથી
વધુ મેલવવાને શકિત નથી.
દીન ઉગને હશે કંઇ એવાં તો કાંમ
ટુંકમાં સમજજો વાંચનાર નેકનાંમ.

## પીરોજશાહનું મરણ

કીરતારનો હોકમ ને જ્યા વેર સરજત,
મરણ આવ્યું પીરોજશાહનું એકાએક ઝટપટ
જુન તા. ૨૦ ને ૧૮૪૩ સ.
ઉંમર ૫૭ ની ને નવ કલાક દીસ.
અજલની આગલ ઇનસાંન લાચાર,
નથી ચાલતો લુકમાંનનોબી વિચાર આચાર.
તમામ રીતની ખુદરતે શકિત બખશી,
પણ મોહુત આગલ તદબીર માનવીની રદ કીધી.
અજલ ઉભી રહે છે શીરપર જ્યારે,
કંઇ પા ઘડીબી થોબીને પુછે છે ત્યારે.
હોય શાહ છે કે ગદા યા પહેલવાન કે પીર
અમીર કે ફકીર છે કે રાજાનો વીર.

---

૭ તા. ૩૦ જુન ૧૮૩૨ ને દીને મુંબઇના નામદાર ગવરનર ઇન કાઉંસીલે ઇ. સ. ૧૮૩૧નાં ૧૮માં કાયદા પ્રમાણે તા. ૧. જુલાઇથી મુંબાઈ ઇલાકાને લગતા ગામોના જુડીશીયલ ખાતાના નેટીવજડજો તથા પ્રીનસીપાલ અને જુનીઅર કમીશનરો તરીકેમાં હીન્દુઓ મુસલમાંનો ઉપરાંત ગણત્રીનાં ૭ પારસીઓનાં નામ જોવામા આવે છે તેમાં પહેલાં બે મુખ્ય નામો શેઠ પીરોજશાહ ધનજીશાહ — સુરતના નેટીવ જડજ અને શેઠ અરદેશર ધનજીશાહ બહાદુર — સુરતના નેટીવ પ્રીનસીપાલ કમીશનરના જોવામાં આવે છે. પા. પ્ર.

તમાંમ થાયે છે હૈયાતી જે પલ ને ઘડીએ
બસ નથી જનમ લીધો તેને માવતર પેટે.
કરામતના સાહેબ કોણ પુગે તહુને
"તુ" કારીગરનો ખ્યાલ કહાં ઉપજે મહુને.

## પાયદસ્તનો હેવાલ.[૮]

પીરોજશાહજીની પાયદસ્તનો ટુંકમાં અહેવાલ
તે માંનવીના નેક કામનો ઉપજે કંઇ ખ્યાલ
બોમ્બે ટાઇમ્સ એન્ડ ગેઝેટ જેંટલમન
જુન ૧૮૪૩ ૨૮ મો દન
મુંબઇના ચાબુક ને જાહેર છાપાઓ,
ચોપડી ચોપાનીયાં ને અનેક નાંમાઓ
છાપે છે હેવાલ ને કિરતીની વાત.
લોક સાંભલીને વાંચે દીવસો ને રાત.

---

૮ મોગલાઈ ઘેરમાં "બરાસાબ" અથવા "મોટાશેઠ"નાં સાદા નામથી ઓલખાતો પીરોજશાહ ધનજીશાહ બેહરેમંદખાંન પોતાનાં મરણતક નામદાર બ્રિટીશ સરકારની નોકરી (૮૪તાલુકાનો મામલતદાર) Chief Divisional Officer તેમજ સવલા ઓધ્ધા પુર જાહોજલાલીથી બજાવી કીરતારની દરબારમાં પોતાનાં હકનો ઈનસાફ મેલવવા કુચ કરી ગયા. પીરોજશાહ અને અરદેશર બન્ને સંપીલા ભાઇઓ હતા જેમના ઓધ્ધા અને કારોબાર એક એક પર સરસાઇ કરાવનાંરા અને સરખા ગણાતા પણ બન્ને ભાઇઓનાં ખવાસ જુદી જાતની પ્રકુતી બતલાવનાર કહેવાતા કે જયારે અરદેશર રોબવંતા, દમામદાર ને ટેકી હતા, ત્યારે પીરોજશાહજી પોતાના ઓધ્ધાની કગરસબી મગરૂરી વનાંના તદન સાદા આદેલ પુરૂશ ગણાતા. હમાંરા મુરબીઓને મોહડે કંઇએક દાખલા તેવોના સાદાઇના સમજાવેલા છે. Briggs પણ એવો માટે લખેછે કે "Phirozshah is said to be a man of gentle manners." એવાં એક મહાન અશો નરનાં રવાનને હમેશગીને બારી સદાની અમર્ગ શાંન્તી હોજો. એવોના મરણના હેવાલ તા. ૨૮ જુન ૧૮૪૩ મુંબાઇનાં ચાબુક, તા. ૨૧ જુન ૧૮૪૩ મુંબાઇ સમાચાર, તા. ૨૨ જુન જેનટલમેન ગેઝેટ, મ. ડોસાભાઇ કરાકાની "History of the Parsis" એ વતરોગે બીજા અનેકમાં છપાયલા હશે. ધ. બ. વા.

કુલ્લે થયલું એકથું જણ પચીસ હજાર
કહેવા સાથ છપાયેલુ છે પ્રત્ર દ–ચાર.
પાયદસ્ત નીકલી બીજે દન અપોરના બાર
માહેતમ કરે છે જાતને પરજાત હુરબાર
ગેહાંન પાછલ હુંમજાત પંદરસો ચાલતા
દાવર દસ્તુર ને અકાબર જણાતા
પાછલ રસાલો અદાલતનો જાય
નાંજર, અમીન, વકીલ, સીપાઇ બસો થાય
કાજી, મૂકતી, ને કારોબારીઓ ઘણા
બરમપોરનાં રાણાં ને રસાલા તેનાં,
સોગના લેબાસમાં સજ થયા ચારસો સવાર
તેની પૂઠે નવાબની નહી ગમગીનીનો પાર
દીવાન ને દરબારીઓ જોડે સંગાત.
કંઈ આલાથી અદના જાયેછે પછાત.
સવાર ને સીપાઈની સરદારી જણાય
મહમદઅલી મીરજા બેગખાન દેખાય
તેની કેડે હીન્દુઓનુ મહાજન અતીશે
શરાફો સાહુકારો ને નગરશેઠ દીશે
મુસલમાંન જમાતના તમામ ખાસો આમ
અરમાંની મુગલો ને યાહુદી તમામ.

---

"સદદરે બેહરે તવીલ" ની કેતાબનો લખનાર એવોની સીફારસ કરતાં જણાવે છે કે "...હેની સખાવત તથા બખશેસથી દર વરસે ઓછામાં ઓછાં એકસોથી તે દોઢસો છોકરાંઓના લગન થાતાં તે સાથે જે ખરા અને વ્યાજબી નાદારો હતા તેવોની એ સાહેબ પરવરસી કરતો એ બેહુસ્તી ફીરોજશાહ માહાવીદવાન અને ભારે હોનારવાન હતા કે જે સાહેબ અંગ્રેજી, ફારસી, અરબી, ગુજરાતી, સંસ્કૃત ભાષા પોખતગીથી જાણતો અને ગ્રંથ તથા ગ્રંથકારોને પોતાનો દોસત રાખતો અને હરેક હુન્નર તથા એલ્લમ તથા પાકની અજમાયેસ કરવા પછવાડે હજારો રૂપીઆ ખરચતો હતો." વળી જયોતીશ શાસ્ત્ર અને વિદ્યામાં પણ એવો ઘણા કુશળ હતા.

પરગનેયાતનુ આદમી કુલ્લે ત્રણ હજારનું
તે પાછલ કોલી, કણબી, ને ખેડુતનું.
ખેડુતોનો માંનીતો પીરોજશાહ નાંમદાર
રહેછે તેની યાદમાં સઘળા કામદાર
સલાબતપરા વાડીથી દોખમાં સુધી,
માહેતમ થઇ રહી છે બસ ગેહાંન પછાડી
ચાલતી થઈ પાયદસ્ત તમાંમ ખલકતની
જઇને અટકીઆ અવ્વલ મંજલી.
રવાંન જીનતગુજીન ને અવાદસ્ત કર્યા
ગમગીન ચહેરે સર્વ પાછા ત્યાંથી ફર્યા.
મહેલમાં જઇ ને બેઠકો પાછી લીધી
બહાદુર અરદેશરને દીલસોજી દીધી.
મુગલઇ તરીકટથી ઝનાંનાની માંહે
વિ ધ વા બા ઇ ને દી લા સા અપાયે
ઉઠમણાની મીજલસમાં ધરમો થાયે
અગીઆરી બાંધવાની તનદરોસ્તી ભણાંયે
થઈ ગયા તેવો નેક ને અશોઇના નાંમ
રવાનોની કીયાનાં ચાલુ મુકાંમ.
મીજલસમાં પંચાતના ઠરાવો થાત,
નાંમ લેવો કીયામાં પહેલવાંનોની સાથ.
જશનો ને ઘહમબારો કંઇ વર્ષોથી થાય
હમજાતનાં જમનોથી વા ડી ભરાય.
ધનજીશાહજીના મરણની તીથીથી ગણાય
ગામે ગામના લોક આવી જમીને જાયે

ઓ જમાંના ને જેહાંનના તુ પેદા કરનાંર,
છુપા તહારા ભેદને કોન પીછાનનાંર.
વખતના વહેવા સાથ હરચીજ વહી જાયે,
પન સકર્મી કામોની કિર્તી રહી જાયે.
વાડીમાં વીધવાને નિરવસ મુકી ગયા
ભાઇને સોંપી છેવટના વિદાય થયા

———

# બાઇ જાઇજી તે પીરોજશાહ ધનજીશાહના વિધવા

જનમ. ૧૮૦૭. મરણ તા. ૧૦-૨-૧૮૭૧.

પીરોજશાહ જેવો હાકમ ધણી
જાઇબાઇએ ખોહયો વિધવા બની
બચ્ચા કે બાલ નથી ફરજંદ ઓલાદ
અરદેશરપર હવે એખલી મુરાદ.
ભાઇની બાજુ ભાગી છે ગઇ,
જોડી ખોરવઇ ને એખલીબી થઇ.
નિરવંશ ભાભીને ભાઇ સમાન,
રાખે છે અરદેશર આપીને માન.
રાખીયાં તેવોને ધણીનાજ મુકામ,
સલાબતપરીની વાડી સહઠાંમ.[1]

---

૧ પીરોજશાહજીના ગુજરવા બાદ એ બાઇએ પોતાની આખી જીદંગી ધણીનાં સલાબતપરાંની વાડીમાં પુરી કીધી હતી. એવો બાઇને નાંમદાર સરકારે રૂ. ૧૫૦) નું મારીક પેનશન હૈયાતી વેરનુ બાંધી આપ્યુ હતું, તેમજ માંડવીરાજનુ કમલાપોર ગામનુ રૂ. ૧૨૦૦)નુ વરસાન મલીયુ જતુ. બાઇને ફરજંદ ન હોવાથી બંન્ને ભાઇઓની ઓલાદ વચ્ચે એકપુરો બેટો જહાંનગીરશાજ કહેવાતો. મોગલાઇ તરીકટથી બન્ને ભાઇઓની વાડીમાં પોતાના કુંટુંબના ઓરતોને ઝનાનામાં રેહવુ પડતું હતું. આ બાઇની હૈયાતી વેરતો ધનજીશાહજીનો ધહંમબાર સલાબતપરાની વાડીમાં થતો હતો. કે જે ન્યાંતના જમણમાં દરેકપ્રગનાંનુ હજારો લોક મરહુમોની નેક યાદ ધરાવીને જમીને જતું. એ વાડીની રોનકને મહેલ કહેવો વાજબી થરે કે જેનો દાખલ થવાનો દરવાજો એક કીલ્લાનાં કે કોટનાં દરવાજાની રોનક દેખાડતો, લાંબે છેડેથી અંદર દાખલ થતાં વસવાટનો મહેલ તેની કચેરી અને દીવાનખાનાંથી શરૂ થઇ આગલ ઝનાના દરમીયાંનથી લંબાતો, જેની સીલીંગો ઉપરની સીસમા બારીક નકસીદાર કારીગરી જોનારને સુરતની એક વખતની હુંન્નરની પીછાન કરાવતી, જેની જમીનની ફરસબંદી બીસમાર હાલતમાં જોયલી છતાં એક આદમીનો પડછાયો ચકચકીત આરસીમાના ઓળા માફક દેખાવ આપતો. ઓ ખુદરતના સાહેબ આજે કહાં છે તે માંણસો અને કહાં તેનાં રેહથાણો કે સુરત શેહરની એક વખત ધરતી ધ્રુજાવનાંર મહાંન

ન્યાયગાંનોની કિરતીનાં નામ,
થાયે ત્યાં કીયાને ઘંહુમબારના કામ.
જયાં નેકીની નોબત વાજતી ગાજતી,
ત્યાં હાંકમ વીનાં થઈ ઝુંપતી ઝાંપતી,
ધણીનાં વિયોગ પછી સાલ સત્તર.
બાઇએ ગુજાર્યા એ વાડી અંદર.
માસીક પેનશન સરકારે બખશીયું
એકસોને પચાસ રૂપીઆનું આપ્યું.
માંડવી તરફ કમલાપોર ગાંમ
ત્યાથી મલતું રૂ. ૧૨૦૦)નું વરસાંન.

---

બળવાન કામો કીયાં હાથે થઈ ગયાં છે તે કોણ જાણે છે. એ મથક એક વખતનું મહાંન વાજતું ગાજતું દોર દમામનાં ઇનસાફી તોર વચ્ચે પોતાના દરજ્જાની કસી પણ તૂમાખી વગરના સાદા ખવાસનાં હાકમની જગ્યા તરીકે જોવાતુ હતુ. કે શહેરનાં ફરતા કોટ વચ્ચે એ નાકા ઘેરીને હાકમી ચલાવવાં એ એકે ભાઇઓના મહેલોના દેખાવો જેને જોયા હશે તેની નજરમાંથી આજ સુધી હડીને કયાં દુર ગયાં હશે ? તે ખુદરતના ફરતાં ચકકર પર કીયો ઇનસાંન આ ધરતી પર ગુમાંન ધરાવી શકનાર હોય કે આ દુન્યામાં માહરી હસ્તી કાયેમજ રહેશે. નહી કદી નહી. બન્ને દુન્યાનો દસ્તગીર તેતો એકજ છે તે સોવાય સઘલું ફોકટ અને ખોટુ છે કે જયાં શેહનશાહોના શેહનશાહના તાજ તખ્તો મહેલ ચહેલો ખંડીયેર થઇને દરામના વેસે પડેલાછે ત્યાં ઉભું રહેવાને પણ ઇનસાનને ડર લગેછે. ઈ. સ. ૧૯૦૭ સુધી એ "મોટાશેઠનીવાડી" મરહુંમ બાઇ દોસીબાઇના કબજામાં હતી, કે જે પડતલ હાલતમાંથી જોનારને અસલ મુગલાઇ મહેલનો દેખાવ રજુ કરતી ઇધાની હતી. પણ જયારે નામદાર સરકારને પોતાનાં પોલીસના સ્ટાફ (ફોજ) માટે લાઇન્સ કરવાને અગત્ય હોવાથી "લેંડ—રેકવીઝીશન એકટ"થી ખરીદવી પડી હતી. એ મરહુમ બાઇ જાઈજીનાં મોસાલમા અતલગનું સગપણ ધરાવનાર મ. શેઠ દીનશા ભીખાજી ખાનવારા તથા રંગુનવાસી શેઠ કેખસરો દાદાભાઈ ચોકસીના બાપના માસી થતાં હતાં.

ધ. બ. વા.

અરદેશર કોટવાલ બહાદુરના હાથ દસ્કતની સહી

કે જે સુરતની ધરતી ધ્રુજાવનારા પહેલવાન નરના હાથે જુનબેખથી ચોર, લુટારા, પીંઢારા અને બીજા લોકોના જડમુળથી નાસ કરી, સુરતની રૈયતને ગોયા રાતની વેલાએ પણ ઉઘાડે બારણે રહેતાં કર્યાં હતાં.

## શેઠ અરદેશર ધનજીશા બહાદુર (બહેરેમંદખાંન)

જનમ તા. ૨૯–જુન–૧૭૯૬. મરણ તા. ૧૫–૨–૧૮૫૬.

કહેવાતો સુરતમાં કોટવાલ અરદેશર,
સાદાઇથી ઓલખાતો તવારિખનો નર.
પીરોજશાહના કિર્તીવંત મરણની બાદ,
વધારી અરદેશરે તેથી અગાદ.
મોટાશેઠ પછી છોટાશેઠનો તોર,
ઘેરમાં ને શહેરમાં વડપણનું છે જોર.
સતરસો સતાનું ૨૯ મી જુને
અરદેશર જન્મીયાં માવતર કુખે
હસી હસે ધરતી તે માતાને ધન,
બહાદુર બેટો એક ભાયગવંન
માથે ના છતર ના છાયા વગર
હસે અરદેશરની ઉમ્મર ૧૩ થી ૧૪ અગર
ધનજીશાના મરણથી લાગી યો કહેર
ચીફ ક્રોએ દેખાડી બંન્ને બેટાઓ પર મેહર
નામદાર બ્રિટીશે પનાહમા લીધા
દરભાર ભરીને દીલાસા દીધા.
વડવાઓની દોસ્તીનો ભાવ રાખવાને
રાખું મારી સંભાલમાં તમો બાપ વગરનાને
દરબારમાં લીધી તેઓની તપાસ
પીરોજશાહ અરદેશરને પુછે ખાસ
અરદેશર છે નહાનાં નહી બીહયે જરાક
તુર્તજ આપે છે સવાલના જવાબ
દરબારમાં પોકરાયો ખુશાલીનો આવાજ
વખણાઇ અરદેશરની ચંચલાઇ ત્યાંજ
મી. ક્રો જેવા અંગ્રેજ સાચ્ચાને આલે
બાપ જેવી સંભાલે તેઓને પાલે
મેહરબાની માયાને દીલસોજી ભારી

કેલવણી સાથે સર્વે દેખરેખ રાખી
રેવીશન અંગ્રેજ પાસ તાલીમ અપાવે
બનાવા હુશીયાર આતુરતા બતાવે

## કેલવણી.

ઉંચી કેલવણીનાં રૂડા પ્રતાબ
પ્રકાશે જેમ આસમાને રૂપેરી મહાતાબ
રોપાયે છે જે જમીન પર જેવાં બીયાં
તેવાં તેનાં ફુલ નહીં કોને મેલવ્યાં
એક ઉગતા સુર્ય ને વાર કેટલો થાય
જોત જોતાંમા બપોરનો તડકો પંથરાય
જેમ વદ પછી અમાંસે બેસ્તો માસ આવે છે
જેમ ચંદ્રની રાતો પુનમનો જોશ લાવે છે
તેમ એકકો દીવસ ઉગવતોબી જાયે
અને અરદેશરની અકકલ ચઢતીજ થાયે

## ઓહ્દાઓ

ચંચલ ઉદ્યોગી માહીત થયા ત્યારે,
શીખી ને ભણી ને હરેક પ્રકારે.
શરૂઆતમા નોકરી મહેતાગીરીની,
અદાલતમાં સોંપાઇ છે માહેતગારીની.
કલાર્ક પરથી વધીને કોટવાલ થયા,
અમીન ને કમીશનર સાથ મૂનસફ બન્યા.
ન્યાયધીસ થયા કોર્ટ દીવાને ખાસ,
પ્રીનસીપલ ને સદરઅમીન વલી ખાસ.
કોટવાલીપરથી ઓહ્દાઓ સાત
બજાવ્યા ખરેખર દીન અને રાત.
હુતા જેમાં સાબીત ત્રણે ગુણો
હીકમટ અને હીંમત સાથ લડવૈયો પુરો
ઇનસાફ આપ્યો આખો શેહરે સુરત,
ડરે ને બીહે અરદેશરથી તુરત.

"સેવા બજાઉં અને ક્યારે પ્રખ્યાત,
નાશ કરૂં ચોરોનો ત્યારેજ વિખ્યાત."
રજવાડા આપવા દિવાનગીરી કહે
શીયાજીરાવ ગાયેકવાડ ખાસ કહેવાડી દે
આપું દરમાયો રૂ. ૫૦૦૦) અને
રાખું વડોદરામાં એશઆરામથી તને.
પણ શેઠને તો જોઇએ હાકમી બાપની
વલી કરવી છે ચાકરી સરકારની
જાન જાય તો નહી હુ બ્રિટીશને મુકુ
એજ તેના વડવાઓથી હતું બોલવું ટુંકુ.
બાપીકા વતનમાં એવનને રહેવું હતું,
વફાદારીથી શેહરનું રક્ષણ કરવું હતું
આખા ગુજરાતમાં ત્રાસ વર્તિ,
રઇયત કુલ દહેસ્તે મારી જતી.
ખંભાત ને દમણના વહાણવટી,
ચીંતાતુર હાલતે કાઢતા ગતી.
રાય ને રંકને દહેસ્ત રહેતી
પીંઢારાઓ ખુબ અને ભીલો અતી
નવસારીથી લંબાયે તે અમદાવાદ વીતી
નર્મદાને મહીના કીનારા ફિતી
જફા ને જુલમમાં નહી બાકી રહેતી
માલ સાથે જાનની નહીં સલામતી.
ભલા ભલા નર અંતે થાકા હારી.
લુટારા ને ભીલોનાં દોરથી ભારી.
એનડર્સન ને વોટસન ને વેલસલી,
બહુ કીધી મહેનત ને જહેમત વલી.

## શાહેરની રક્ષા.[1]

વરસોનો હોહાકાર ને દુખોની દાઝ
છ મહીનામાં કહારીઓ અરદેશરે ત્રાસ.

---

૧ ઇ. સ. ૧૮૧૦ માં ધનજીશાહની કત્તલ પછી નામદાર બ્રિટીશ સરકારે તેવોનાં બન્ને બેટાઓને પોતાની સંભાલ હેઠલ લીધા ત્યારે અરદેશરની

ભીલ ને લૂટારાના ચાલુ તુફાંન
શહેરમાં નેમીયો દરોબસ્ત સુકાન.
દીવસની સંભાલ કરતાં રાતની જાસ્તી
ન જીવથી દરે મટાડવા ધાસ્તી.
હીકમટ ને તરીકત અરદેશર કરે
ભીલ ને લૂટારા તેથી નાસ્તા ફરે.
નાંમ દીએ અરદેશરનુ લૂટારા પાસ
ધુજેને ઠરઠરે બીહુએ ચોપાસ.
સેંહુકડો માણસોથી એ વીર કામ લેતા
ટોલીના સરદારોને દામબી ખુબ દેતા.
કોટવાલી મલતાંજ જે કાબુ દેખાડી
રાજને રઇયતે બહુ આફરીન પોકારી.
બાર પરાંને વલી ભાગોલ બાર ફરે
રોન ફરે રાત્રે દીસે ઇનસાફ કરે.૨

---

વય ૧૩ વરસની હતી. કલેકટર ક્રો. એ ખાસ ઉંચી કેલવણી આપી. સાત ભાષાનુ પાકટ ગ્નાંન આપવા સાથ પોલીસ માસ્તર મી. રેવીશનને ખાસ તાલીમ આપવાને રોકયા બાદ પહેલી નોકરી ૨૩ વરસની ઉમરે અદાલમાં આપવામાં આવી કે જે પરથી વધીને આખ્ખાં શેહરમાં હાકમનાં ઓધ્ધાપર લાવી મુકીઆ. પોતે સત્તાધીકારી તરીકે ન્યાયમાં ઘણાજ સકત કહેવાતા અને પોતાના કાંમમાં બીજાની કાંઇબી એક ભુલ પણ ચાલવા દેતા નહી. એવોની હાકમી દરમીયાંન સુરત શેહરનો કારોબાર એક યંત્ર માફક પલ કે મીનીટના ફેરફાર વગરનો ચોકસાઇથી ચાલીગો જતો. રામપરામાં અરદેશર કોટવાલનો મેહલ કે જેને સાદા નામે કોટવાલની વાડી કહેવામાં આવતી તે શેહરના નીરદોસ અને દુઃખીનો ઇનસાફ અને આસરાની જગ્યા તરીકે ઓલખાતી હતી, અને અરદેશરને "શેઠ"ના સાદા નામથી બોલાવામાં આવતા. ધ. બ. વા.

૨ સુરત શેહરની તવારીખ જોતાં ઈ. સ. ૧૫૧૨ પછી તેની ચઢતી દર દીવસે વધતી ગયેલી જોવામાં આવે છે. લોકોના વસવાટ માટે વીસ્તાર ઓછો પડવાથી બાર મોહલ્લા દીવાલની બહાર બાંધવા પડીઆ ને તેનાં નાંમ "પરાં" તરીકે ઓલખાવા લાગા જ્યારે પરાંઓની ચઢતી દીન ઉગતે થતી ચાલી ત્યારે બીજી વખત આસપાસ એ ફરતી

અરધી રાતે શેઠજી નીકલે દવાર
શહેરની સંભાલ માટે થઇ ઘોડે સ્વાર.
મકાનેથી નીકલી પોતે છુપા લેબાસ
સીપઠીએ હાજર થાયે પઠાણો પાનસો પચાસ.
આખા શહેરે ડાંડીઆ ફરતાં ફરે
અધરાત ને મધરાતે રઇયતને જગારે.
ડાંડીઆને ડાંડીને વારા અપાય
કે રાતની સંભાલ તેથી જલવાય.
કંઇ ચોરની ચોકી કરતાં લાગે તેને
તુર્ત સીપઠીથી જાંણ કરે જેને
શેઠની રોન તો ફરતીજ હોય
ઇસારો સમજતાંજ આવતીજ હોય.
ભલે હોય અજવાલી અંધારી વરસાદનુ તુફાન
શેઠજી નથી ખોતા એક રાતનું સુકાન.

---

દીવાલો ઘેરીને ઉભી અને બન્નેમાં બાર બાર દરવાજા અને બાર બાર ચોકીઓ રાખવામા આવી જેથી ચોર લૂટારાઓ ઘણાં હોવાના સબબે એક આસરો મેલવાતો. સુરત શેહરના લોક બહારની દીવાલને "આલીમ પનાંહ" એટલે દુન્યાનો આસરો અને શેહરની દીવાલને "શેહરપનાંહ" એટલે શેહરના આસરો એ રીતના નાંમ આપીયા હતાં તેમજ આલીમપનાંહનો દરવાજાને **મોરચો** ને શેહરનાં દરવાજાને ભાગોળ એ નામે બોલાય છે. શેહરનાં ફરતા કોટ (દીવાલ) વચ્ચે જે ૧૨ પરાં કહેવાતાં તેના નામઃ

૧ નાન પરૂં ૨ ભદર અથવા રેહમતપરૂં ૩ સગરામપરૂં ૪ રૂસ્તમપરૂ ૫ સલાબતપરૂં ૬ બેગમપરૂં ૭ મહીધરપરૂં ૮ હઇધરપરૂં ૯ રાંમપરૂં ૧૦ રૂગનાથપરૂં ૧૧ સઇયદપરૂં ૧૨ હરઝપરૂં. અરદેશર કોટવાલીની ફરજમાં ઉપલા વીસ્તારમાં પોતાનાં આખા દીવસનાં ઓધ્ધાઓની મહેનત પછી પાછી મધરાતનાં બાર વાગતાથી ઉપલાં પરાંઓમાં રોન રઇયતની ધાસ્તી મટાડવાને ફરતા.

તેમજ તે ઉપરાંત ડાંડીઆઓને પોતાના ગીરોના પગાર અને બખ-શે ચાલુ કીધી ( એવોની કોટવાલી આગમજ વગર પગાર અને જીવની ધાસ્તીથી ચોકસ હાજરી આપતા હતા નહી) અને તેવો અધરાતે ૧૨ વાગતે અને મધરાતે ૩ વાંગતે રઇયતની સલામતી ખાતર સજાગરૂ રાખવા હાથમાં ઢોલકડીથી લોકોને જાગરૂતી કરાવતા, જે આજ પણ ચાલુ છે. ધ. બ. વા.

સીપાઇને હમાલોના છુપા દરેસ
હાજર થયાતો ભલુ નહીતો તુરત પહરેજ.
કોટવાલીની પીછાનતા કયારે કહેવાય
કે રઇયત મધરાતે ખુલ્લે બાંરણે ઉંઘાય.
ભોગ જોગે ન રહયાં જો ઉઘાડા દવાર
કોટવાલની રસાલાપર તરત આવે ધાર.
"મારી રઇયતની બીહુક ટલી નહી કહેવાય
તો મારી કોટવાલીની સાર્થક ફોકટ જાય."
રઇયત આજે સુવેછે ઉંઘાડે બારણે
અરદેશરજીને દુવા દેછે એજ કારણે.
બાર પરાં ને બાર ભાગોલ માંહે
મુસાફરને દાખલ થવા હુકમ લેવાયે.
આસપાસ દીવાલને ફરતો છે કોટ
દરવાજે નકીબ બેસી લીએછે હોક.
દરવીસો દરવાજે દાખલ થાયે કયારે
શેઠજીનો હુકમ લેવાએ ત્યારે.
નાંમ પુછાયે દરવાજે "કોણ છે તું"
"આલીમ પનાંહ ને જહાંપનાંહ છું હુ"
ત્યારે નકીબ લે છે શેહરમાં તેને તરત
જયારે જવાબ મલે ઉપલો જેનો ઝડપ.
શહેરની ગોઠવણ રાખી તેઓએ કેવી
અરદેશરની કોટવાલીથી ટકોરા જેવી.

## રાજા રૈયતની સેવા.

હદ હતી નહી કંઇ આંટલાજ કામની
તમામ સેવા કીધીછે જાત પરજાતની.
હીકમત અને અકકલનો પારજ નથી
જોતા રહેતા જડજને કલેકટર તેથી.
રાજા ને રાણા નવાબો ને પીર
સદર અમીન સર્વના હતા એ વીર.
એક વખત દીવાન સાથ નવાબને તકરાર
થઇ પડી જીદંગી જોખમે જેવાર.

અરદેશરે ફેસલો પતાવ્યો તે
સૂલીથી . દીવાનને ઉતરાવ્યો જે.
શેઠજીના કહેલા બોલેલા શખુન
"જયાં વેર મારી હાકમી છે જખુન.
હોય રાય કે રાણા ઉમરાવ કે અમીર
ખરી રીતે હોયતો પકડાવું જંજીર.
ભલે પાછલથી થાયે મારો ઇનસાફ."
સુલીએ ચહાવે કેવો ઇતેખાબ!
સુરતના કીલ્લાપરની જે ટોપ ફુટતી
બપોરના બારનો અમલ જણાવતી.
કંઇક વરસોથી બંધ તેને ચાલુ કરાવી
સરકારમાં લખીને વગ લગાડી.
સલાબત ને રાંમપરા બંન્ને ભાઇઓનાં ઠાંમ
ઢાલ ને તલવાર ને બંદુકથી છે કામ.
ગેરીસન ને રીજમીત છે તેને મકાન
ભાલા ને બરછી કઇ તીર ને કમાન.
ડરાવ્યા પકરાવ્યા કઈ હીકમતે ખાસ
ચોર ને પીંઢારાના જડ મુલથી નાસ.
સચીનની ગાદી તરતી કીધી
એજંટ અરદેશરજીએ તેની ચહતી કીધી.
જેના નાયક ને હમાલો ને ચોપદારો છે,
તેનાં કંઇએક પગારદાર સરદારો છે.
સત્તર છે પાલખી ને ઉંચકનારા હમાલ
માતા મટબાલા ને નીંમબહલાલ.[૩]

## તાબુતપર થતા બખેડા.

વલી તાબુતનો તહેવાર પડતો જયારે
ગાંમઠી લશકરની છાવણી માહે,

---

૩ અરદેશરને તાબેનાં દરેક અમલદારો શું નાંઢલાથી મોહટા દરેકને એવોનો પંડેલો બોલ તરત ઝીલવો પડતો અને તેમાં રતીભારની ખાંમી ચલાવી લઇ શકાતી નહોતી એક સીગનંલથી અનેક ટુકડી હાજર થઇ જતી અને એક

જુલમને જાસ્તી ફીસાદને બંદ,
સીપઇઓ કરતા તલવારથી રંગ.
પટા ખેલતા ને રઇયતને ડરાવતા,
બલતી લાકડીના સોટાથી બીહુવડાવતા.
લાકડીના છેડા પર મસાલ સલગાવતા
માલ મીલકત જજો લોક ગભરાઇને મરતા.
અરદેશરજી તેનો બી છેડો લાવે
"રીત સર ચાલો" નહીતો તલવાર ઉગામે
બખેડો એવોજ વરસ બે ત્રણ ચાલયો
અંતે શેઠજીની હીકમતે ઠંડો બી પરીયો.
સરકારની જાણુમાં લખાણ કર્યા જાય
જેથી બંદોબસ્ત થવાની સીમા મપાય
જેની હીકમત લખવા આ કલમ લાઇલાજ છે
સેંકડો દાખલા બતલાવા નાંઇલાજ છે.
કત્તલની રાતે તાબુતનો રંગ
કોટવાલની વાડીથી જામે છે જંગ
હાકમની હકુમતના રાજવંસી નઝીમ,
ગવરનર ને સેનાંપતી સાથ હીંદી વજીર.
જતા જ્યારે વેલાત ને ફારેગ થતા
ત્યારે શેઠજીની તેવો મુલાકાત લેતા.
કુહેતા ને બોલતા તે અમલદારો,
ભલભલા બાહોસ ઓધ્ધાદારો,

---

એકને ખબર આપતાં આગલ વહતી જઇ તરતજ ચોર લૂટારાને પહ્રેજ કરતી. અને તેમાં સેહજબી ભુલ થઇતો તેની કંમબખ્તી આવેલી જાણવી.

શેઠના પોતાના વપડાસની ૧૭) પાલખીઓ હતી પણ દરેક જુદી જાતની અમુક વખતે વાપરવાની ગોઠવણ રચેલી હતી તેમાં ચાલુ વપડાસની પાલખીમાં છુપું બાકાર રહેતું કે જેમાંથી દુર છેટેનુ પણ પોતે જોઈ શકતા અને ઘણી ખરી યુકતી એવી રાખેલી હતી જે કોઈ વખત ખાલી પાલખી બંધ કરીને પણ હમાલો શેઠછે એવી રીતે લઈ જતા કે કોઈ વખત ખુલ્લીજ ધરી જતા. ધ. બ. વા.

"ઉમર છે નહાની પણ અકકલ વધુ".
તેની અકકલ હુશીયારીથી થતા તજુ,
ધરમપોર વાંસદા ને સચીનનાં તે,
માંડવી રાજના વલી બન્યાબી જે,
વડવાઓથી ઉતરેલો વારસો એ,
પોલીટીકલ એજંટની પદવી ભોગવે.

ચપલ ચગોર અને ચંચલ ભારી
આગલ પાછલ ન્યનોની બારી
શેર બળવાંન સાહુદ્દ્ર ધોધારી
હરણી પેઠ ચાલ છે તહારી

એક દીવસ શેઠજી સાંજે ફરે છે રોન,
પાલખીમાં છે પોતે દુરથી જુએ છે કે એ કોણ
ખબર મલે છે એવામાં કે ભીલની ટોલી
નીકલીચું છે મારવા ઘેરીને મલી
તરતજ હીકમત શેઠે વાપરી પોતે,
સીપઇનો સહાજ પહેરીયો જોતજોતે.
પાલખીના બારણા ખુલ્લાં મુકીઆં,
હમાલો સંગે પોતે ખાંધ પર ધરીઆં.
ભીલો ઠગાયા કે નથી અંદર,[૪]
પુછે હમાલોને કે કહાં છે અરદેશર.
જબરા જોરાવર હમાલોની જાત,
ભીલોને કહે છે શેઠજી નથી સાથ.
પેલી ગલીમાં ઉતરીયા જ્યાં ચોરનો છે દર,
જાવો ત્યાં મલસે તમને સરોબર.

---

૪ અરદેશર જાતે જોરાવર અને તાલીમબાજ માણસ હતા એટલે પોતે થોડા એક તાલીમબાજ પારસીને મુસલમાનનાં ઉપરી થઇને રોણ ફરવાની ટોલીઓ ફરતી કરીને જરૂર પડે ત્યારે રીજમીટના માંણુસોને તે બોલાવે ત્યારે તેમની મદદે જવાનો હુકમ લઇ રાખેલો હતો. અરદેશરનાં છુપા ૫૦૦ ડરેસ હતા તેમજ પોતાના હાથ નીચેના અમલદારોને પન અનેક છુપા લેબાસ આપતા ધ.બ.વા.

એટલામાં હુથીઆરબંધ ટુંકડી હાજર થાય,
દેખ દેખતામાં યુકતીથી ભીસ્તો પકડાય.
બહાદુરીની શકિત ઉપરાંત ખરે,
સમયસુચકતા હીંમતથી હામ ભરે.
ઇજનેરી કલા ને વકીલાતમાં પુરા,
મહાબલવાન ભેજાંના અરદેશર સુરા.
કહે ને લખે અંગ્રેજો વિદ્વાન તમામ,
યુરોપ ખંડમાં જન્મીયો હતે એ શાંમ.
થાને સેનાપતી ને ગવરનર સરચામ.

### કીર્તી સખાવતી નેમ.

આગલ વધી એની કીર્તિ કહીયે,
એ બહાદુર નરની રીતો વર્ણવ્યે.
કુવા ને વાવ નીરના તલાવ,
નવા રસ્તા ડંકા બંદરો ને નાંવ.[૫]
સુરતથી ડુમસનો રસ્તો જે જાય
અરદેશરના ગીરો પઇસાથી બંધાય.
પોતાના નામ રસ્તાને આપે નહી,
સરકારના નામ કરે જાવેદાન સહી,
નથી તેને તમાહ નામની ગરજ,
તેને તો બજાવવી છે પોતાની ફરજ.
વેલાતની પારલામેન્ટમાં ગયા છે નામ,
ગીત તેના ગવાયા બહાદુર ખાનદાન.[૬]

---

૫ સુરતની તાપી નદીમાંથી નહેર બાંધવાનાં કામમાં પણ મોટા ઈજનેરોએ એવોની સલાહ લીધી હતી. જે દેખાડેચ્છે એવોમાં ઇજનેરી કળાની પણ બુધ્ધી વિશાળ હતી એ ઉપરાંત રાજપ્રકર્ણી કાંમ તરીકે એવો ધરમપોરે વાંસદાને સચીનના રાજ્ય સાથે અંગ્રેજ સરકારની બીકટ ભાંજગડો તથા સુરતના નવાબ શાહેબના વારસોની અનહદ તકરાર નંકી કરી હતી અને વેલાતની પારલામેંન્ટ સુધી અરદેશરનુ નાંમ ગયું હતું. ધ.બ.વા.

૬ બ્રીગ્સ લખે છે કે એક વખત એવનનું નામ એટલુ તો વખણઈ ગયું હતું કે ખુદ આમની સભામાં સર જોન માલકમે એવને સરકારની જે જે સેવાઓ બજાવી હતી તે માટે ખુલ્લો આભાર દરશાવ્યો હતો ધ.બ.વા.

## જગત-રેલ.

તા. ૨૧ સપટેંબર ને ૧૮૨૨,
'મહા જગત રેલ' સુરતમાં આવી,
પાણી ચહડે ભરતીના મોજા જેવાં,
સુરત શહેરમાં તણાયા જાયે છે કેવાં.
બાર દરવાજામાં એકજ બાકી,
અગીયાર દરવાજે માપનીથી પાણી માપી.
સેંહકડોના નુકસાન ને જીવોની હાણી,
બચાવ્યા અરદેશરે મહેનત ભારી.
છ દીવસ છ રાત ગણી છે ત્યાં,
ખડે પગે જેહમત ખેંચી છે જ્યાં.
મછવાઓ ઉતારીયા રેલની સફર,
ખોરાકો પુગાડીયા સર્વ ઘરની અંદર.
હજારોનાં જીવ બચાવ્યા તેને,
નાસ પામેલાને ઉઠાડીયા એને.
તેની કીર્તીની તે વખતની જોડાઈ બેતો,
શાયર હાફેજ દાઉદ ફારસીમાં કહેતો.[૬]
રેલ ઉતારવા લોકો વઢાવ્યા જાય,
નવાબો અમીરો નગરશેઠ ધાય.
શેઠજીનો રસાલો ફુલપાન લઈ જાય,
રેલનાં પાણી તરત ઉતરતાં થાય.

## પહેલી દરબાર.

તા. ૯ ૧૦-૧૮૨૨ કહેવાય,
જ્યારે પીરોજશાહનાં માનમા દરબાર ભરાય
તે દીવસથી અરદેશરની શરૂઆત થાય,
નામદાર બ્રિટીશને હાથથી શેઠને અપાય.

---

૬ "અરદેશરને કીધેલી મહેનતની સ્તુતીમાં સુરતના એક જાણીતા શાયર હાફેઝ દાઉદે કેટલાંક ફારસી બેતો જોડીયાં હતાં તે બેતો તથા તેનો ગુજરાતીમાં નાનાભાઈ અંબારામે કરેલો તરજુમો કોઇએ અતરે મુંબઇ મોકલી તા ૨-૧૨-૧૮૨૨નાં મુંબઇ સમાચારમાં છપાવયો હતો." પા.પ્ર

તેજદાર ઘોડો ને સુંદર સાહજ,
કોટવાલ અરદેશરને આપ્યો છે આજ.[૭]

### બીજી દરબાર.

૧૮મી જાનેવારી ૧૮૨૬ને દીન,
સબકતો સુરજ ઉગ્યો શેઠજીને શીર.
એજંટના હુકમથી મુંબઇ સરકાર
બજાવેલી નોકરીમાં ભરે છે દરબાર.
સુંદર એલાત ને પાલખી ચોપદાર,
ચમ્મર ને હુલકી ને શીગો રેપદાર
દરબારમા ઠઠ મલી છે માન આપવાને,
વાંસદાના રાજા ઉદેસીંગ ને
નવાબ કમરોલ દેહ બહાદુર સાથે.
દરબારમાં આવીને મુબારક હાથે
કુલેકટરે ભેત કીધી જાહેરનામુ વાંચી,
અરદેશરની સેવાની સ્તુતી સ્થાપી.
સુરતના અકાબરોની (૮૦૦) સહીઓ,
એજંટ પર ગઈ એસતેકબાલ થઇઓ.
કે શાહેરની સુખાકારી ને રઇયતને કરાર,
આબાદ કીધી અરદેશરે તેનો માનીયે ઉપકાર.
પારસીનો પહેલવાન બહાદુર ખાનદાન,
ઉપકારમાં તેના સુરત જીલ્લો જાવેદાન.
સઘલી ક્રિયાઓ ખુશાલ દીદાર,
વિદાયગીરી લઇ પોતાને દવાર.

### દીલ્લીના શાહજાદનો મુલાકાત

સને ૧૮૨૮ માં શાહેરે સુરત,
દીલ્લીનો શાહજાદો આવવાનુ થાયે છે મુરત
આમદની રામશની થાયે તુરત,
નીકલ્યો છે આવવા બંદરે સુરત.

---

૭ "કદાચ જો આ માણસના જેવો બુધ્ધીવાલો કોઇ અંગ્રેજ હોત તો તેણે નાઇટનો ખેતાબ મેળવયો હોત યા ગવર્નરની પદવીએ પહોંચ્યો હોત." "એ."

શાહજાદો પુછાવે સરકારે શહેર,
મલવું છે મારે અરદેશરને ઘેર.
સરકારનો જવાબ તરત વલાય,
અરદેશરને ઘેર પધરામણી થાય.
શાહજાદાને આવકાર અપાય ઘણા,
અરદેશર કહાં રાખે તેમાં મણા.
દીવાનખાનામાં તેની બેઠકો થાય,
અરદેશરને ભેત સોગાદ અપાય.
સમશેરની સાથે માથાંનો શીરપેજ,
લાવ્યો છું તમારે માટે બાદશાહી ભેત.
પહેરાવ્યો ને આપ્યો તે સપેહસાલારને,
એનાયત કીધો શાહજાદે અરદેશરને.
નેકશીયાતખાનની ઓલાદના ચેરાગ નામાંકીતે
નામદારીમાં રાખી નથી બાકાત કોઇ રીતે.
તેની કીર્તિના નામ તો કાયેમ છે,
શું દેશ કે પરદેશમાં જાહેર છે.
ધન છે અરદેશર કોટવાલ તને ખુબ,
જન્મ પામ્યો તું ચોઘડીએ શુભ.

### ત્રીજી દરબાર ૮

તા. ૨૨મી અંગ્રેજી ને ડીસેંબર માસ
મુંબાઇથી પધારીયા સરકાર છે ખાસ.
ઇ. સ. ૧૮૨૯ નો દીવસ યકબાલ,
લખાયો તવારિખમાં અનુપમ માલ.

---

૮ "આ પ્રસંગે અરદેશરના મોટા માનને ખાતર સરકારના હુકમથી અંગ્રેજી લશકરની પલટનો જનરલ હેશમેનની સરદારી હેઠલ ત્યાં હાજર થઇ હતી અને પાયદલની એક ટુકડી પોતાના લશકરી વાજાં સાથે શેઠ અરદેશરને તેમના મકાન ઉપર બાઆબરૂ સાથે વદાય કરાવવા હતા." પા. પ્ર.

ત્રીજી દરબાર વેલાએ નામદાર સરકારે અરદેશરને જે ચાર જાગીરીના ગામો આપયાં તેના નામો ચોર્યાસી તાલુકામાં (૧) શેનેરી, (૨) ભેસ્તાંણ તથા ચીકલી તાલુકામાં, (૩) કંબાદા અને (૪) બોરીયાંજ હતા. સઘળાં મલીને એલોના સત્તર ગામો હતાં. ધ. બ. વા.

ઉમરાવ પદનો જોન માલકમ બલવાન,
ગવરનર પોતે બાહોસ ને વિદ્વાન,
આવ્યો છે શહેરે સુરત અયેવાન
સરકાર આમદની કહ્યાં ઓળ્ખી પીછાન.
મળ્યું હશે વ્હોલા પ્રમાણનું માન
ગવરનર બહાદુર ને બાદશાહી આગમન.
સરકાર ડેરવે છે માન સાથે,
દરબાર ભરે છે કોટવાલ માટે.
ત્યાં ઝલકાટે ઝલકી રહયું છે અયવાન
જેના ચળકાટ પર ચીટકી રહયુ સઉનું ધ્યાન
દરબારના દેખાવની ગંભીરી સાથ,
પલવારમાં થશે ક્રિયાની શરૂઆત.
અરદેશરને લાવી બેસાડે આસાન.
જોન માલકમ ઉઠે પુર હરખવાન
વંસપરંપરા વાપરવા જાગીરી ફરમાન
ગામ ને ઘોડા સાથ તલવારનું માન
તલવારના હાથા પર પાડી છે નીશાન
લટકાવે તે શેઠને માલકમ ઇવાન.[૯]
રોનકથી સંગારેલો સાહુજ જરીદાર
ભેત કીધો સુંદર રખશ તેજદાર.
દરબારનો દેખાવ વર્ણવ્યો નહીં જાય
દીન ઉગતે માન પાન મેલવતા થાય
સંગાતી છે સાથે જનરલ હેશમેન
સરકારી હુકમથી અંગ્રેજી લશ્કરની નેમ.
પાદશાહી દેખાવનાં સરકાર દમામદાર
પાયડલની ટુકડી તો જાને વણજાર
ગામે ગામ શાહેરોમાં જાયે છે વખાણ,
વીસ હજાર માણુસ ભેગું થયું તું જાણ.

---

૯. એ તલવારને શેઠ "માલકમ તલવાર" કહેતા અને કોઇ મોહના પ્રસંગ ઉપર વાપરતા. ધ. બ. વા.




Gold Medal presented to Ardeshir Dhunjishaw Bahadur, Kotwal.

ખુશાલીની ક્રિયાં થઇ રહી તમામ
શેઠજીને કહે છે ગવરનર માલકમ
"કહી જાવું છુ તને ને ઇચ્છા દરસાવુ
તહારી સેવાના બદલામાં ચાંદ મોકલાવું."
હર્ખભર્યા ભેટીને ઉઠીયા તે વાર,
ગાજી વાજી રહી તે સુંદર દરબાર
વાજાં સાથ રીજમીટ વાડી સુધી ખરી
ત્યાંથી લીધી ગવરનરે વિદાયગીરી.
રઇયતનો હરખ સમાયો નહી જાય
ફુલપાનના નિસાર તેવો પરથી થાય.
તરત શેઠજી ઉતરયા રખશ ઉપર
થી માવતરને પગે લાગીયાં નમાવીને સર,
મોતીની થાલ લઇને ઉભા આંવાબાઇ
વધાવવાને સાથે છે ભાભી જાઇબાઇ.

નમું હું ઈશ્વર તને
નમું સ્વર્ગના સંતને
નમુ ગુરૂ જન શીક્ષક તને
પણ પ્રથમ નમુ મા તમને.

વખત કર્યો જાયે છે પોતાનુ કામ
દીન ઉગતે કરે છે સુધારા તમામ.

## ચોથી દરબાર.

૧૮૩૦ની વેલાતની સરકાર
શાહનશાહ ૪થા વીલીયમની ખાસ દરબાર
વેલાતથી લખાઇ આવ્યો એવો પરવાનો
પસંદ કરી મોકલાવ્યો ચાંદ સુન્નાનો.
૧૪મી ડીસેંબર ૧૮૩૦ એ માન
જુડીશીયલ કમીશનર જેમ્સ સઠરલાંડ.
૧૮૨૯માં કહી ગયા હતા સરકાર
ગવરનર માલકમે ભરીતી દરબાર.
નામદાર ગવરનરે કહયુ હતું જેમ,
તે પ્રમાણે ક્રિયા કીધી—વચનની નેમ.

'બહાદુર' નો ખેતાબ વેલાયતથી ખાસ
મોકલાવ્યો ચાંદ કમીશનર પાસ.
દબદબાથી મીજલસમાં ભરાઇ છે ઠઠ
સરકારને અરદેશર માટે ઉંચુ છે મત
બજાવી જેણે સરકાર સાથ રઇયતની સેવા,
નથી જેમાં કચાસ વિસ્તારીને કહેવા.
દરબારમાં ભાષાણો અનેક જન કરે
નગરશેઠ નવાબ રાજા રાણા વરે
નથી અરદેશરને પોતાના જાનની ફીકર
રઇયતને આબાદ કરવા ખેંચે જીગર
સદરલાંડ ઉઠીને જવાબ વાલે
સરકારથીબી વધારે અરદેશરને રઇયત ચાહે.૧૦
અનેક તેના માનમાં સીફતો જોડાય,
મીરઝાં અસ્તુરાએ ફારસીમાં ગાય.૧૧
મીજલસ ને દરબાર થાઈ છે પુરી,
છેવટે ખુશાલીથી રવાનગીરી.

૧૦ "રઇયત તરફનું એક માનપત્ર એરનની કોટવાલીની સીફતમાં લખેલું સુરતના નગરશેઠે મી. સદરલાંડના હાથમાં આપયું જેમાં લખેલું હતું કે 'હમો સુરતની રઇયત રાતના ઉઘાડા બારણાં મેલીને રહીએ છીએ ને ચોરોની ફરી દેહશત રહેતી નથી...... વલી કોઇ વખત આફતે આસમાનીથી અગ્ની તથા પાણીની દહેસત થાય છે ત્યારે પણ એ અરદેશર બહાદુર પોતાના જાનને સંભાલતા નથી ને રઈયતને સુખી થવાની તદબીર કરેછે'" પા. પ્ર. એવોનુ નામ જેટલું રાજદરબારે પ્રખ્યાત હતું તેટલુંજ સંન્યાસી, સાધુ, અને ફકીરોમાં પણ હતું. જે પણ એવોને બારણે આવી સલામ નાખે તે એવન રદ જવા દેતા નહી. ધ. બ. વા.

૧૧. મોબેદ ફરદુનજી મરજબાનજી જેવો ૨૩-૩-૧૮૪૦ના દીને ગુજરયા હતા તેવને ઘણાંક પુસતકો લખયાં તેમજ પ્રગટ કીધાં હતાં તેમાંનું એક "સુરતવાલા ખાનસાહેબ અરદેશર ધનજીશાહ બાહદુરની ફતેહના ફારસી બેતોનુ ચોપાન્યુ" કરીને હતું, એમ પારસી પ્રકાસની સાહદત રૂએ માલમ પડેછે. મે એ ચોપાન્યુ મેલવ્વા ઘણી તજવીજ કીધી હતી પણ સઘલી નીસફલ નીવડી છે. ધ. બ. વા.




અરદેશર કોટવાલને મળેલો બહાદુરનો સોનાના ચાંદ અંગ્રેજી અને ગુજરાતીમાં આજુબાજુના લખાણ સાથેનો દેખાવ.

આન ને મોહુટાઇની કચાસ નહી રહી,
અજબ ઉતરી શેઠ પર ખોદાની ખુદાઇ.૧૨

## સાત ઓહ્દાથી જાણીતો.

૧૮૩૨ની તીસમી છે જુને,
અરદેશર નેટીવ પ્રીનસીપલ બને.
સદર અમીન પછી થયા કમીશનર
અનેક કાંમની ફરજ નાખી તેના સર.
કોતવાલનો ડંકો સુરતમાં કહેવાય
અરદેશર બહાદુર ચોમેર પંકાય.
એની દેવડી કચેરીમાં કંઇ એક જાય
અમીરો ફકીરો સઉ એકઠા થાય.
રાજા રજવાડાના ઇનસાફ સહાય
ફકીરોને બખશીસ તો ચાલીજ જાય.
જેની પાલખીના હમાલો મશાલા કહેવાય
સુન્નાના કંડોરા હાથે વારા સોભાય.
જેણી ખાલી પાલખીને સલામો થાય
રઇયતનો માંનીતો રાજો કહેવાય
સાથે રંગીલા અલબેલા ને ફાંકડા બોલાય.
રાજીંદી રામશની તેહના મહેલમા થાય.

## ભયંકર આગ.

૧૮૩૭નાં ભયંકર રોજે.
૨૪ મી અપ્રેલની પાછલા પહોરે
સુરતમાં લાગીછે મોહટીરે આગ.
નથી સ વિસ્તાર કહેવાનો લાગ
પારસી ને હીંદુની હવેલીઓ બલતી રહે
એકથી બીજે નાકે કહેર વરસી રહે.

---

૧૨. "સુરતનો દરેક જડજ અને કલેક્ટર અરદેસરના કહેવા પ્રમાણે ચાલતો ......એવોને તેમના જમાનાના મોટા માણસ [The Great Man of His Age] ઓલખતા હતા." "એ."

પડીઓછે કહેર ને જળેછે શહેર
રાત અને દીવસ સળગાતું રહે ચોમેર.
તવલતાં રવલતાં શહેરની અંદર
સેંહુકડો હજારો ઘરબાર વગર.
અન્ન અને વસ્ત્રના વાખા લાગીયા
હજારોને દાન દેવા શેઠ નીકલી પરીયા.
શેઠજી ખરે પગે અગ્નીમા સહયા
બચાવવા બુજાવવા તલપી રહયા.
નથી તે વખત ઘડી પલનો જપ
હાથ પગ પર પડીયા ફોફ ચપોચપ.
ગરીબોને અપાયેછે વસ્ત્ર દાંન અને અન્ન
ભુખીયાંની ભુખ ભાગવા ભરાયેછે ફંડ.
આલાથી અદના કલેકટર ને જડજ
આગ હોલવવા કામ પર લાગીયા ઝડપ.
જવાળા જળીને નથી થોભી રહેતી પન
કહાં દોડે કહાં પહોંચે થોભે કહાં જન.
આગમા તારાજ થયું સુરતનું લોક
રડયત ગાયા કરેછે માહેતમની ફોક.
એકથી બીજે નાકે આગ લંબાય
જાણે સમુદરનો રેહ ચાલીયો જાય.
રણશીંગડાના અવાજે ભુંકાતા થાય
બુમ્બાને સુરંગે પવન વેગે ધાય.
શેઠજીની મહેનતતો દીન અને રાત
ઘડીમાં જળે પુર્વ તો પશ્ચીમમાં જાત.
સઘલા હેવાલનુ વર્ણન નહીં થાય
બારે રંજ એંચતાએ આગ નહી બુજાય[૧૩]

૧૩ આ આગ માછલીપીઠમાંથી શરૂ થઇ બોલબોલતામાં પાંચ ઘરો બાળી નાખી શહેરમાં ચોમેર ફરી વલી હતી અને ત્રણ દીવસો સુધી ચાલુ રહી લગભગ અરધા સુરતનો નાશ કર્યો હતો એ ભયાનક આગનું વર્ણન તા. ૩૦-૪-૧૮૩૭ના મુંબઇ સમાચારમાં લખાયું હતુ તેમજ પારસી પ્રકાશના ૩૦૩મે પાને પણ તેનું બયાન કીધું છે. ધ. બ. વા.

જયાં ઇશ્વરી કોપ તેને રોકનાર કોણ,
જયાં અચીંતો રોગ તેને તારનાર કોણ,
જયાં કુદરતી આફત તેને પકડનાર કોણ,
તે ભેદ ભરેયા સાહેબ વગર બચાવનાર કોણ ?

પહેલી લાયબ્રેરી સ્થાપી [૧૪]

૧૮૩૮ની પહેલી સપટેમબર
નેટીવ લાયબ્રેરી પડોસમાં ડચ બંદર
સરકારી ઘેરમાં ખોલ્લી દીધી
વાંચવાના ઉદયોગની ચહતી લીધી.
એકથી અનેક રીતે બજાવી સેવા
શું લખે શું રાખે આજે કહ્હાં તેવા.

નાંમદાર ગવરનરને જ્યાફત [૧૫]

અરદેશરની રાહુસદના દબદબા બહુ
અમીરો ને ઉમરાવોની પરોણાગત કહુ.
સખાવત ખેરાદી ને સાલીયાણા સહુ
રોજીંદા ખરચાય ને અપાય બહુ.
સરકારી ઓધ્ધેદારની ખાતરદારી થાય
રાજા રાણાને જયાફતો અપાય.
તા. ૨૨ મે ૧૮૪૨ નાં દન
નાંમદાર ગવરનર નામે એનડરસન.
આગલ હુતા સેશન્સ જડજ તરીકે
પાછલથી થયા એકટીંગ હાકમ તરીકે.
તેવો પધારીઆ છે શાહેરે સુરત
અરદેશર આપેછે જયાફત તુરત.
શેઠની વાડીમાં ધાંમધુમો થાય
ગવરનરનાં માંનમા મુલાકાત અપાય.

---

૧૪. બોમ્બે કુરીયર. તા. ૨૭—૧૧—૧૮૩૮. પા. પ્ર.
૧૫ બોમ્બે કુરીયર. તા. ૫—૧—૧૮૪૧. પા. પ્ર.
વળી જયારે ઈ. સ. ૧૮૫૦માં એંડરૂસ લાયબ્રેરી સ્થાપન થઈ તે વખતે એક અંગ્રેજી પુસ્તકખાનુ જે મીર જાફરઅલીખાન અને શેઠ અરદેશર બહાદુરની મદદથી વલંદાવાડમાં હતું તે એની સાથે જોડાઈ ગયું હતું.
ગુજરાત મીત્રનો હીરક મહોત્સવ અંક ૧૯૨૩.

આગલા તરીકટની તે હતી જયાફત
જાત પરજાતની હુલાયદી ન્યાંમત.
પારસીઓ માટે જુદી બેઠક
નવાબોને સુફરામાં મોગલઇ તરીકટ.
વલી રાજા રાણા ને લાયેકાતની પ્રીત
ચાંદીના થાળામાં ભોજનની રીત.
ગોઠવણછે જયાફતની ખુશનુમા તરેહની
બીછાવીછે ટેબલ યુરોપીઆંનની.
કચાસ નથી જેમાં કોઈ રેશનો
બાદશાહી દેખાવ જાને પરસ્તાનનો.
ઓ. નામદાર જી. ડબલ્યુ. એનડરસન
ઈલાકાના હાકમ નેમાયા જે દન.
હાકમના માનમાં છે વફાદારી
બોલાયછે જયાફતમાં રંગ ભારી
બીરાજે મસદંન પર હાકમની સાથ.
રાજા ને નવાબોનો મલીયો સંગાથ
એક બાજુ બીરાજે રાજા ધરમપુર
સાથે તેનો રસાલો અદબઅદાથી પુર.
જમણી તરફ છે નવાબ ને બખશી
જેવોને મોગલઈ દમામે વાનીઆ પીરસી.
શહેરના શેઠીઆઓની જુદી ટેબલ
દેખાવ મનોરંજક લાગે તે પલ.
ખાનાનાં સુફરા પર ખામી નહી જણાય
મહેમાનોનાં દીલ શાદમાન થાય.
હાકમની હકુમતની તારીફો થાય
કોટવાલ બહાદુરની બોલબાલા બોલાય.
ખાંનાની અધવચે ઉઠીયા છે શેઠ
સલામતી લેવાડવા ગવરનરની ટેક.
એનડરસનની તારીફમાં ભાષણ કીધું
સુરત શહેર પર કીધેલી દીલસોજીનું.
ગવરનરની સલામતી પુરી થઈ રહી
જવાબ વાલવા એનડરસન ઉભા થયા રહી.

અરદેશરની તારીફનું કરેછે બ્યાન
મહેમાનો સાંભલેછે હરખથી દઇ ધ્યાન.
"ઇ. સ. ૧૮૩૨ નાં સાલ
લુટફાટથી બચાવવા પોલીસને હાલ.
મજબુત પાયાથી ગોઠવણ રચી
લુટારાની લુટફાટથી સુરત નગરી બચી."
અરદેશરની સલામતી ઉપલી લેવઇ
કે હુરરે ને તાલીની ગર્જનાઓ થઈ.
ત્યાર બાદ મીજલસમાં એક પછી એક
ઓ૦ રોમર ને જી. એલ. એલીયેટ
ના સલામીના સરોદો નીકલીયા જાય
રાજા નવાબો ને બક્ષીની લેવાય.
શેહરના શેઠીઆઓ અને નગરશેઠ સમાય
બાદ સલામતીની ક્રીયા પુરીઓ થાય.
ફુલ પાન ને અત્તરના સુગંધ ચોપાસ
ખાનાની મીજલસ થાયે છે ખલાસ.
ઉઠીને મહેમાનો દીવાનખાનામાં
બીરાજે રાંમશાનીની મીજલસમાં.
સુંદર સરોદો નીકલે મહેલ આસપાસ
જયાં શોભી રહીછે વાડી કોટવાલની ખાસ.
મધ્યરાતે મીજલસ બરખાસ્ત થાય
અરદેશરની સલામી લઇ સાહુજન વિખરાય.
ગવરનરને માંનથી શેઠ કરે વીદાય
અરદેશર બ્રિટીશનાં માનીતા કહેવાય.

## અ ગ.

ઇ. સ. ૧૮૪૨ નાં સાલ
લાગી છે આગ — ભયંકર હાલ.
શેરી ને મોહલ્લાઓ સલગીઆ જાય.
માલ ને મીલકતની ગણત્રી ન થાય.
૩૭ નાં સાલ જેવું લીધું છે રૂપ
પણ ઉતાવલી તદબીરથી હોલવાયું દુઃખ.

એકથી બીજે પરે આગ લંબાય
પીઠપર સ્વાર કરી પવને હુંકરાય
જળે પારસી ને હીન્દુના સેંહુકડો ઘેર
બલીને તારાજ થયાં વલી પડીયો કહેર.
સ્વાંમી નારાયણનુ મંદીર બલે
સુરત નગરી કાંપે છે હર પલે
એ આગ અઠ્યામમમાં મહેનત તણી,
હોલવવાને શેઠ કરેછે ઉતાવલ ઘણી.
લશકરી અમલદાર સીપાઇઓની સાથ,
ભુખીયા તરસીયા રહયા તે દીન ને રાત.
કહેર વરસ્તો જયારે થાય ખતમ
મોહ પર મુકે શેઠ ત્યારેજ અન્ન.૧૬

ઓ સુરત! ઓ સુરત!
તું શુન્નાની મુરત,
થઇ ગેઇ એક વેલા
તારી ચઢતી તુરત.
પણ આગ અને રેલનો
હતો તું પર શ્રાપ
તેથી તારા હુન્નર ને કળા
ઉપર પડીયો છે કાપ.

---

૧૬. આ ત્રીજી વખતની મોટી આગ હતી કે જે વેળા પણ અરદેશરજીએ ભારે જહેમત ખેંચી હતી. એ વખતે સઇયદપરા, સલાવતપરા અને નાનપરામાં ઘણા મોટા પ્રમાણમાં ઘરો બલી ગયા હતા. (મુંબઇ સમાચાર ૧૦—૩—૪૨.) પા. પ્ર.

વળી પછીથી ઈ. સ. ૧૮૪૮માં પણ લીમડીચોક અને બુરાનપોરી ભાગલમાં સુમારે ૪૦૦ ઘરો બલી ગયા હતાં અને રૂપીઆ એક લાખનું નુકશાન થયું હતું જે વખતે પણ તે વખતના કોટવાલ એજનજી પાલનજી અને એસીસટંટ કલેકટર રોબર્ટસન સાથે અરદેશરે કીમતી સેવાઓ બજાવી હતી. પા. પ્ર.

## જોડી ખોરવઇ.

૧૮૪૩મા બાપ તોલનો ભાઇ
ગયો આ જહાન છોડીને થઇ-જુદાઇ.[૧૭]
પણ સરકાર સાથે તેને અતી મીત્રતાઇ
દીયે છે દીલાસા ને આપે મોહટાઇ.
પીરોજશાહની નઇયતે ધરમદીન થાય
આગમા બલેલી દહરેમહેર સ્થાપાય.

## સેશન્સ કમીટ.[૧૮]

અતી ચઢતી જોઇ અદેખાઓ રોઇ
લાવ્યા તેવો અરદેશર શેઠ પર તવાઇ.
૧૮૪૪ની ફેબરવારી કહેવાઇ
તા.૧૪મીને દીને મોહકાંણ સંભલાઇ.

---

૧૭. પીરોજશાહજીના મરણ પછી અરદેશર પ્રીનસીપલ સદર અમીન થયા એટલો વખત મહમદ સલાહ કરીને એક મુસલીમ એકટીંગ કોતવાલ હતા.

૧૮ "પણ અંતે આટલી બંધી આબરૂ ને જાહોજલાલી ની હાલતમાં ભંગાણ પડયું. કોઇ મી. આર. ડી. લુઅરડ નામના જડજની કયાંથી સુરત ખાતે બદલી થઇ. અરદેશરના રોબની અદેખાઇ કરનારા અંગ્રેજોએ તેને મરચાં વાટીને મોકલ્યો હતો. તેઓએ તેને કહયું કે સુરતમાં જે જડજ કે કલેકટર જાય છે તેતો 'અરદેશરના ગુલામ' થાય છે અને લુઅરડને એથી ચટી ગઇ. જડજ સાહેબનો પહેલો આવકાર કરવાની દરબારમાં સાહેબ ને શેઠ વચ્ચે આંટી પડી ને અરદેશરે બીજેજ દીવસથી તેને મલવા જવાનું બંધ કર્યું. સાહેબ ખુલ્લી રીતે પાંચ પચાસ વચ્ચે બોલ્યા કે અરદેશરની ખાલી કીર્તી ગવાય છે ને સુરતમાં એવાંજ જો હુશીઆર ને જોરાવર ચોર હોય તો જોઉં મારાજ બંગલામાં આવી ને ચોરી કરે? એક અઠવાડીયાનીજ અંદર શાહેબની સોનાની ઘડીઆલ તેમની કબાટમાંથી ચોરી ગયા તેનો પતો લાગ્યોજ નહી. બને વચ્ચે ઘણુ સુધી સળગેલી ચાલ્યા કરી, ને અંતે બળી ઉઠયાની તક આવી. દલ્લુભાઇ હરગોવનદાસ નામનો લક્ષાધીપતી પ્રેમ કુવર નામની કુવરીને વારસ કરી જઇ ને મરણ પામ્યો. દલ્લુભાઇની

**સુરતમાં બદલી એક જડજની થઇ**
**મી. આર. કે. લુર્વડની અદેખાઇ ધાઇ.[૧૯]**
**આએ કોણ છે પારસી કે સઉ એનાં ગોલાંમ.**
**સુરત શહેરનો કારોબાર એ એખલાને મોકામ ?**
**તેનુ કારણ જણાવવા લખું છું બેશક**
**અરદેશરજી હતા ટેકી શખ્સ.**
**શહેરમાં આવતા જતા અનેક અમલદાર**
**પણ શેઠ નહી જતા પડેલાં તેવોને દવાર.**
**મુલાકાત પહેલી જો શેઠને આપતા**
**ત્યાર બાદ તેવો તે પાછી વાલતા.**
**જેવી લુર્વડની બદલી સુરતમાં થઇ**
**શેઠ મલીયા નહી તેથી એ દુખાયલો રહી.**

---

વીધવા ને છોકરીની વચ્ચે વારસાનો કજીયો ઉઠયો તેમાં મરનારના ભાઇએ અને અરદેશરે વીધવા તરફથી થઇ છોકરી પાસે તેની માની હકમાં લખાવી આપ્યું હવે અરદેશર દલ્લુભાઇને રૂા. ૪૦૦૦૦) આપવાના હતા તેથી છોકરીના હીમાગતીઓએ ફરીયાદ કરી તેથી લુઅરડે તેમને એકદમ 'સસપેંડ' કરી અને તેમના ઉપર આરોપ મુકયો કે તેઓંએ જોર જુલમથી છોકરીનો હક ડુબાંડીઓ ને તેમાં અરદેશરે પોતાનુ કરજ માંડી વલાવ્યુ. મુંબઇની સરકારે તપાસ કરવાને ૪–૫ અમલદારોને દરખાસ્ત કરી. તેઓ એક પછી એક બધાએ અરદેશરને દુઃખ લાગે તે કામમાં ઓધ્ધાની રૂએ પણ સામેલ થવાને ના લખી. તેથી અંતે વડોદરાથી કોઈ મી. રાવીશન કરીને પોલીટીકલ ખાતાનો અમલદાર કમીશનર કરીને આવ્યો. મી.વીલીઅમ હાઉઅરડ હાજર થયો હતો. ઘણા દીવસ સુંધી તપાસ ચાલતાં અંતે અરદેશર ઉપરથી તોહોમત ઉડી ગયુ અને એઓના પોતાના સર્વ ઓધ્ધા પાછા મળ્યા અને સરકારે મી. લુઅરડની એકદમ થાણે બદલી કરી.પછી અરદેશરે થોડી મુદતમાં ૧૮૪૯મા ચાકરી છોડી પેનશન લીધું." "એ"

ઉપર જણાવેલુ મી. રાવીશનનુ નામ ખોટુ છે અને તે બદલ વડોદરાના એસીસ્ટંટ રેસીડંટ મી. રીમીગટનનું જોઇએ. ધ. બ. વા.

૧૯ મી. લુવર્ડ સુરતનો જડજ થઇને તા. ૨૨ મી જુલાઈ ૧૮૪૨માં સુરત આવ્યો હતો એને અરદેશરજીપર ૨૨ જાતના તોહમતો મુકયાં હતા. અને તા. ૧૪—૨—૧૮૪૪ એવોને સસપેંડ કીધા હતા. પા. એ. કો.

કેટલાક અદેખાઓ જલતા હતા
લુર્વડને ઉશકેરી મેલતા હતા.
એક હિન્દુના કેસની હતી તકરાર
તેમાં અરદેશરનો હતો લવાદી એકરાર.
સાંમા હીમાયતીઓએ ફર્યાદ કરી
લવાદો પર મુકીયા બોહતાન ભરી.
લુર્વડની કોરટમાં લાવીઆ છે કેસ
લાગ જોઈ અરદેશર પર લીધુ છે વેર.
લુર્વડ શેઠને સસપેંડ કીધા
શેઠજી પર આરોપના ઢગલા દીધા.
અરદેશરને સસપેંડ કરતાં ને વાર
શહેર સુરતમાં પડીઓ છે હોહાકાર.
મુંબઈની સરકાર મોકલાવે અમલદાર
કરો તપાસ કે જે છે ઇમાનદાર.
ન્યાયની તપાસે તે ભલા અમલદાર
અરદેશરને દુખ દેવા ના કહે છે તેવાર.
અંતે લખાણો વડોદરા જાય
પોલીટીકલ ખાતાનો વડો રેસીડન્ટ કહેવાય.
કમીશનર ડેવીને મી. રીમીંગટન
અરસ પરસ નેમીઆ ભલા યુરોપીયન.
એડવોકેટ જનરલ છે અરદેશર તરફથી
વહીલીયમ હાર્વડ સાથે રીમીંગટન બેઠો જેથી[૨૦]

---

૨૦ તા. ૬—૭—૧૮૪૫ના મુંબઇ સમાચાર અને તા. ૪-૭-૧૮૪૫ના જેનટલમેનસ ગેઝેટની સાહદત રૂએ પારસી પ્રકાસમાં નીચલો ઉતારો આપ્યો છે: "આ મુકદમામાં અરદેશરજીનો બચાવ કરવા મુંબઇથી તે વેલાનો પ્રખ્યાત બેરીસ્ટર મી. હાર્વડ ગયો હતો તથા તે પોતાની સાથે દુભાશીઆ તરીકે અતરેની એલફીનસ્ટન ઇનસ્ટીટયુટવાલા શેઠ ફરામજી માણેકજી રતનદોરાબના (માસ્તર)ને લઇ ગયા હતા અને તેઓએ મુકદમાને લગતા સઘળા દસતાવેજોનો તરજુમો કીધો હતો અને ત્યાના સતાવાળાઓએ એ મુકદમાની તપાસ વખતે અદાલતના ખાસ દુભાસીઆ તરીકે સુરતના કસટમખાતાનાં ઇન્સપેકટર શેઠ બેજનજી પાલણજીની નેમણુંક થઇ હતી." પા. પ્ર.

જેટલો વખત શેઠ સેશન્સ કમીટ થયા
તેટલા દીવસ લોકો નાખુશ રહયા.
શેઠો શાહુકારો અરજી કરે
હજારોની સહીઓ લેવાતી ફરે.૨૧
અરજી કરે રવાંના મુંબઈ સરકારને
ગવરનર સાહેબ સર જોર્જ આર્થરને.
પારસીઓની અનેક સભા ભરાય
રૂસતમપરા વાસીઓ એકઠા થાય.
જુડીશીયલ કમીશનર મી. હંટને
અરજીઓ મોકલાવે ખરી ખંત એ.
બન્ને પક્ષોથી દુભાસીયા નેમાય
રતનદોરાબ ને બેજનજી કોટવાલ કહેવાય.
૨૬ જુલાઇ ૧૮૪૪ એ કેસ ચાલીયો
તા. ૨૧ આંગસ્ટ ૧૮૪૪ એ શેઠ ફાવીયો.
તોહમત ને બોહતાનો ઉખડી ગયાં
શેઠજીના દુશમનો ઉડી ગયા.
પચીસ દીવસ વેર કેસ ચાલીયો
લુવર્ડ જડજ પર લોકે ફીટકાર નાખીયો.
બ્રિટીશ સરકારે મોકલીયો પેગામ
લુવર્ડને બરતરફ કરો થાણા મુંકામ.૨૨
રીમીગંટને ન્યાયનુ ત્રાજવું તોલીયું.

૨૧ "એઓને બરતરફ કર્યા તે માટે સુરતની રઇયત ઘણી દીલગીર થઇ હતી અને ત્યાંના શેઠ શાહુકારોએ એમને પાછા ઓધ્ધા ઉપર મુકરર કરવા માટે ૨૦૦૦ સહીની એક અરજી તા. ૧૯મી ફેબરવારી ૧૮૪૪ને દીને મુબઈના ગવરનર સર જયોર્જ આરથરને કીધી હતી, તેજ મુજબ રૂસતમપરાના રહેવાસીઓએ પણ એ મુજબની એક અરજી તા ૨૧મી ફેબરવારી ૧૮૪૪ને દીને સુરતના જુડીશીયલ કમીશનર મી. હટને કીધી હતી" પા.પ્ર

૨૨ મી.લુઅર્ડ તા.૨૧—૮—૧૮૦૪ના દીને સુરત છોડી ગયો પા. એ. કો અરદેશરજીનો કેસ છેલ્લો તા. ૩૦-૧૧-૧૮૪૪માં નીકલેલો અને એવણે હાઇ કોર્ટમાં મી. રીમીંગટને જડજમેંટ આપી અરદેશરજીને છોડી મેળયા હતા. પા. એ. કો.

સુરતના લોકનુ મોઢું હસતુ રાખીસું
કવી શેકશપીએર એમ શીખવી ગયો
"જે ખરો માન પામનાર માણસ થયો
તેને અદેખાઇ ને બલતણુથી કરવો ઠાર
એજ છે બસ પાપીઓના બુરા વિચાર."
શેઠની કીર્તીમાં મોટું એક નામ
કહીને લખી ગયા અનેક તુ જાન.
લાંચ રૂસવાતનો હુતો તેને ભારે ધીકકાર
નહીતો મુકી જતે દોલત બેસુમાર.
સઘલી સીફ્તનો લખવાને સાર
ટુંકમાં સમજજો તમો નેક નર ને નાર.
માનવીછે ગોયા ભુલચુકની પાર
ફરેસ્તોબી તેમાં ગોયા લાચાર.

## પાંચમી દરબાર.

રાત્રીનો મહાતાબ ઝાંખો પડે જયારે
આફ્તાબનો પ્રકાશ પાછો દીપે ત્યારે.
જે શુકરના શેતારાની રાસી પામનાર
કોણુ ભાખે જેને છે રામ રાખનાર ?
૨૮ જુન ૧૮૪૫ ની સુભ વાત,
સબકતા સેતારાની ઉગતી પ્રભાત.
હોંસ અને હરખથી રઐયત હરખાય,
આજનો દીન તેને મુબારક થાય,
જયાં કહાણી ન કીસ્સાની વાતો કહેવાય
ત્યાં આ ખરા બનાવની બાબદ વર્ણાય.
શેઠજીપર મુકાએલાં તોંહમતનો ભંગ
જુઠા અદેખાઓનો કાઢીયો છે સંગ
નાંમદાર સરકારે વજડાવ્યો ફતેહનો ચંગ,
અરદેશરના માનમાં જમાવ્યો રંગ.
સરકારી હુકમોથી ધામધુમો થાય
દબદબાથી પાછી દરબાર ભરાય.

અરદેશરની જીતથી ઓદ્ધા દમાંમ
તેવોને સરકારે આપ્યા તમાંમ.
અરદેશરને લેવા વાડી વેર જાય,
નામવર સેશન્સ જડજ મી. એનડરસન કહેવાય
મકાનના મહેલ આગલ એકતાઓ થાય
કલેકટર ને અદાલતના રસાલા સમાય,
બેંડ ને રીજમાંટ, ગેરીસન ને ગાર્ડ,
બાદશાહી સવારી નીકલી ઠાઠમાંથ.
શેઠે સજીયો પોશાક સરપાવ સંગાર
માલકમની આપેલી તલવાર તે વાર,
છાતી પર ચાંદ ને કંમરે કતાર,
સોભા જેની લાગે સરદ પુનમની લગાર.
સવારી નીકલે વાડીથી સરઘસ શરૂ
પાલખીમા પોતે બેઠા છે રૂબરૂ.
રીજમીત ઉભીછે માન આપવા ને જ્યાર,
વાવ્ય ને ગાર્ડ અદાલત પાસ તૈયાર.
શેઠજીને બેસાડીયા દીવાનખાના ખાસ
નવાંબો, બક્ષી, ને રાજાઓ આસપાસ.
અંગ્રેજ ને પારસી, હીન્દુ, મુસલમાન,
શેઠીઆ ને શાહુકારો, ખાસો—વ—આમ.
ખુશીના પોકાર વચ્ચે ઉઠીયા આસાન,
એનડરસન જડજ સાહેબ કરવા ભાષણ.
ક્રીયાથી એનાયત કરે છે પત્રમાન,[૨૩]
અરદેશર કોટવાલ બહાદુરે ખાન.

---

૨૩. નીચલો ઉતારો પારસી પ્રકાસમાંથી સરેરાસ આપ્યો છે :

"It gives tho greatest satisfaction that the gratifying duty has devolved on me, of having to carry into effect the order of Government for your public and honourable restoration to your offices. I have been instructed further to express to you, in Durbar on behalf of Government, its congratulations on the occasion and the Judges of Suddar Fouj-

ખુશાલી પોકરઈ કોટવાલની ફતેહ,
બારકસો ઉપરથી ટોપો ફતેહ.
માનપત્ર સાથે મુબારકબાદી ત્યાર
મલે છે અરદેશરજીને બેશુમાર.

---

daree Adawlut have requested me to communicate to you at the same time their sentiments. I cannot fulfill this portion of my duty better than by reading aloud the extracts from the letter of the Secretary to the Government to the Suddar Adawlut, and the communication of the Court to me. (The Extracts were then read)

Ardesheer Bahadoor:—I beg to be permitted to add a few words on my own account. I have already expressed to you the feelings of the gratification I experience on this occasion for all have known you, though at considerable inter vals, for a period of twenty years and upwards, and though till now I have never had my official connection with you, yet I had the privilege of liviug on intimate terms with your immediate superiors in the office you then filled. Messrs Romer and Anderson and their successors, Messrs Sutherland Jones and Kentish; and I can therefore speak from my own personal knowledge to the high estimation in which they held your service and character. These their sentiments were from time to time submitted to Government, and were nobly responded by the Hon'able the Governer-in-Council, in the honours conferred upon you.

You must remember that I was present at the most distinguished of the three occasions on which these honours and distinctions were publicly bestewed upon you. I allude to the year 1329 when the late Sir John Malcolm, in person conferred on you the title you now bear, and the medal that you wear which was afterwards publicly delivered to you

પાછી સવારી વીદાય થાય<br>
હુરખ ભરેલો રસાલો પાછો જાય.<br>
આગળ પોલીસની ચાલે પાયદલ,<br>
વળી સવારો રીજમીટની હારેડાર હુરેલ.

---

You may judge therefore of the surprise and regret with which I heard of your suspension and the dishonourable charges preferred against you—charges of abuse and oppression in the exercise of your function as a Police Officer and forgery. These crimes you were charged with having committed in the pseseeution of a conspiracy alleged to have been entered into by you with others, for the purpose of ruining one of the most respectable firms in this city, in order that you might thereby escape having pecuniary responsibilities. With these charges hanging over you, the strict and impartial justice with which the Government treats even its most favoured servants, rendered your suspension and trial neeessary. You were accordingly suspended and inquiries were carried on for several months, while the whole weight and influence of local Official authority were against you. You were at length tried and after a long searching and impartial investigation were most honourably acquitted.

As the best consolation I can offer you for all that you have suffered, I would suggest you my own conviction that you will hereafter not-regret the painful presecution & anxiety to which you have subjected for the glorious result in which they have issued under such peculiarly disadvantageous cirmcumstances, must have the effect of disabusing the most sceptical of any deubts and suspicions they may have hitherto entertained of your eonduct and character and in that another opportunity has been offered to Goverement to honour in the eyes of the community.

It now only remains for me, thus publicly to present to you the orders for you resuming charge of your offices of

પાછલ કલેકટર ને કસટમ રસાલો,[૨૪]
ગેરીશનના વાજાંના સુંદર સરોદો.
નવાબ બક્ષી ને ધરમપોરના રાજા નીહાલે
તે પાછલ શેઠો ને સાહુકારો ચાલે.
કોટવાલ પાલખીમાં સલામી લેતા,
બીજી પાલખીમાં જહાંનગીરશાહ બેઠા.
વેપારી બારકસો ફોડે છે ટોપ
અરદેશર બહાદુર શું તહારો છે રોપ.

---

Kotwal and Principal Sudder Ameen which I do with the full assurance that you continue, by your zeal and fidelity, to maintain the high rank you have obtained for yourself in every department of the Public service in which you have been employed." (Gentlemen's Gazette: 4th July 1845.)

૨૪ "એ સવારીમાં પોલીસ ખાતાનો રેસાલો આગલ ચાલતો હતો, અને તેહની પછવાડે સુરતમાના સઘલા બેહરખ તથા પરગમવાળા અને ઢોલીઓ પોતાની ખુશીથી ગએલા હતા તે હરખ ભરેલી રીતે પોતાના વાજીંત્રો વગાડતાં ચાલતા હતા તેની પાછલ કલેકટરી તથા કસટમ ખાતાના રેશાલા અને તેહની પછવાડે ગેઆરીશનનું વાજુ અને ગેઆરડ ચાલી હતી. તેની પછવાડે બાહધર કોટવાલની પાલકી હતી અને તેની પછવાડેથી જેહાંગીરશાહ ( અરદેશરનો એક પુરો દીકરો ) ની પાલકીઓ એકક પછી હતી અને તેની પછવાડે ધરમપોરવાલા રાજાની અશવારી હતી એ અશવારી કીલા આગળ આવી પહોંચી અને વેપારીઓના બારકસો ઉપરથી ખુશીની તોપો છુટવા માંડી. બહાધર કોટવાલ દરીઆ મહેલ આગલ આવી પોંહતો તારે તહાંથી તે છેક આખી નાણાવટનાં નાકા સુધી શેહરના તમામ માગીઓ જે ફુલનાં ટોપલા બગલમાં મારીને ઉભા હતા તેઓએ આખા બજાર સુધી બહાધર કોટવાલ પરથી ફુલોનો નશાર કરેઓ, હજારો આલમ એ અશવારી જોવાને એકઠી મલી હતી. તેહમોથી હેવો પોકાર નીકલતો હતો કે કોટવાલની ફતેહ – અલા કોટવાલકુ સલામત રખે–પાક પરવરદેગાર કોટવાલની બેલબાલા કરે." પા. પ્ર.

અદાલતથી છેક નાણાવટનું લોક,
વધાવે રૂપા, સોનાથી તને . તે લોક
ગામ અને શહેરના તમામ ઢોલી,
હોંશથી વગાડે રંગીલી ટોલી.
શહેર સુરતના માલી તમામ
તોપલાઓ ભરીને ફુલોની જામ.
ડગલે ને પગલે ફુલો નિશાર
બોલબાલા બોલે કોટવાલની બેશુમાર.
નાણાવટથી નીકલી ને શહેરમાં આવે
શહેરના લોક હરખે વઢાવે.
ત્યાંથી સવારી બહેનને ઘેર
મોદીજી કહેવાએ તેઓ સુરત શહેર[૨૫]
મોદીજીએ આપ્યા સરપાવ માન
સવારી નીકલી ત્યાંથી દોરદમામ
જવું છે મારે બાપીકે મકાન.
હવેલી કહેવાય ધનજીશાહ બહેરેમંદખાન[૨૬]
મુગલઇ ધપની સહાદત દેખાય
માબાપની હવેલીપર નમીને જાય.
ત્યાંથી સવારી આગલ પધરાય
પોતાની વાડીએ દાખલ થાય.
પાલખીથી ઉતર્યા કોટવાલ કહેવાય
હરખનાં આંસુ કોનથી સહેવાય
સોના રૂપાનાં ફુલે વધાય
જાઇબાઇ, આવાંબાઈ હરખઇ જાય.

---

૨૫ અરદેશરજીના બનેવી મોદી ખોરશેદજી દોસાભાઇ તે હાલનાં સરદાર દાવર ટેહમુરસ કાવસજી મોદી બાર–એટ–લો નાં બાપના બપાવા થતા હતા. ધ. બ. વા.

૨૬ હાલમાં અરદેશરજીના બાપીકા મકાનની હવેલીમાં મરહુમ શેઠ ખુરશેદ-ભાઈ નસરવાનજી ખાનસાહેબ (બહેરેમંદખાંન)નું કુટુંબ વસે છે. ધ. બ. વા.

જાઇબાઇ આવાબાઇનાં હીરા ઘણી,
નથી જોડી કોઈ એવી ભાઇઓની ખરી.
આજે કહાં છે એવા કોટવાલ અરદેશર
આજે જોઇએ છે સરકારને અનેક એવા નર
સઘલી સીફતનો લખવાનો સાર
ટુંકમાં સમજજો મહેરબાન વાંચનાર.

## જહાંગીરશાહનાં લગન.

એક પારસીના ઘરનો રાજવંસી તોર
રીતભાત ને ચલગત દમામ ને દોર
હતી જેવો ઘેરે મુગલઇ ચલગત,
મારા જેવી કલમ તે શું લખી શકત.
કોટવાલ ને ત્યાંના લગનની વાત,
બોલતાં ને કહેતાં ઘરડાંઓ સાથ.
પારસીના ઘેરનાં કુહેવાતાં લગન
ક્રીયા જરથોસ્તી પણ મુગલઇ તદન.
હતો અરદેશરનો એકજ દીકરો રહેલો
સત્તર બચ્ચામાં એકજ વિરલો.
નામ તેનું હતું જહાંગીરશાહ
વારસ કહેવાતો અરદેશર ને પીરોજશાહ.
હતો તે શુરવીર ને ખરો રાજકુમાર
રીત ને ચલગતબી પુર દમામદાર
પેશાની ને સીકલ આફતાબી નુર
હતી તેનાં મોહપર રોશનાઈ પણ પુર.
અકકલ ને હુશીયારી કમી ન હોતી,
ઉમરાવી લોહીની સહાદત કહેવાતી.
દીકરાને પરણાવવા ઉમેદ ઘણી
ગામ અને શહેરથી આવે માંગણી.
શું ગરીબ કે તવંગર કંઇ રંક અને રાય
ટપકાઓના ઢગલા બેસુમાર થાય.
કુદરતના સાહેબનું હશે તે કામ
દોસીબાઈ સાથે દેવાયું નામ.

વાડીઆ એડલજી હીરજીની દીકરી કહેવાય
પારખ ખરસેદજી ફરદુનજીની પીત્રણ થાય.[૨૭]
૨૯ ફેબરવારી ૧૮૪૮નું મુરત
લગનનું મલ્યું ને દીવસ લખાયો તુરત.
સુરત નગરી રહી છે હુલમળી
ચાલે શાદીની તઇયારી તે દીન સઘળી
રાજવંસી દોર અને મુગલાઇ દમામ
થી ચાલી રહુયા છે લગનના કામ.
પડી રહી છે ધમાલ આલમ ને આલા
અમીરો ઉમરાવો રાજા ને રાણા
નવાબોને બક્ષી મીરો ને પીર
પંડીતો ને પટેલો જાગીરદારના વીર.
શાદીને દીવસે મીજલસ છે ખાસ,
પીરોજશાહુની વાડીના દીવાનખાના પાસ.
હાથીના ઓધ્ધા ને અંબાડી જડાવ
ગજરાય છે રૂપા સોનાએ બે અટકાવ
સત્તર જેની પાલખી ને સુરા હુમાલ
સનગારે કસબથી કંઇ કીનખાબ લાલ
ઘોડા ને પાયદલનો પારજ નથી
હુસ્તીના ઓધ્ધાનો થાગજ નથી.
બંદુક ને ભાલા ઢાલ ને તલવાર
ચાલે છે સીપાઇઓ ખુશાલ દીદાર
વાજાં ને ઢોલ સરનઇ ને તાસા
છાંછર ને ઝાંઝર સાથે છે નગારા
ધુતારી ભેપારી રણસીંગડાનાં રંગ
ગાજી વાજી રહયો છે સરનઇનો સંગ.

---

૨૭ મુંબઈના વસવાટમાં મારા બાપીકા કુટુંબનાં વડા પીત્રઇ મરહુમ શેઠજી ખરસેદજી ફરદુનજી પારખના નામથી કોઈ અનજાણ્યું તો નજ હશે, કે એક વેલાએ નામદાર રૂસતમજી જમસેદજી અને ખરસેદજી ફરદુનજીની સખાવતો એક એક ઉપર સરસઈ બતલાવનારી જગજાહેર હતી. ધ.બ.વા.

રેજીમેન્ટના બેંડ ને રીજમીટ છે ખાસ,
સરઘસ દરમીઆંન નથી કાંઇબી કચાસ.
સચીનના નવાબ જે બાલુ કહેવાય
તેવા હાથે જોડાં ને શાહેરા નખાય.૨૮
ધરમપૂરના રાજા જહાંગીરશાહને સાથ
અંબાડીપર બેસાડે પોતાને હાથ.
પરણતા જોડાંને હાથી પર
નેશાર થાય છે ફુલોનો તેઓ ઉપર
સોના રૂપાની બેરાદીઓ થાય
ખોબા ભરી તેવા પરથી વધાય.
રાજવંસી રીતે પહેરામની થતીજ
પરણતાં જોડાં પાછળ વાડી ફુલનીજ.
ચાલીયું દમામદાર સરઘસ પુર જોર
સહાજન ને મહાજનની સાથે એક કોર.
શાહેરના હાકમ અરદેશરજી બહાદુર,
થાયે છે સલામી અદબ અને અદાથી પુર.
સરઘસ નીકલીયુ જે સુરતમાં આજ
નહી તે નીકલસે હવે કોઇ કાજ.૨૯
શાદી પસાર થઇ ને રામશનીમાં લીન
પહેરામણીની મીજલસો અનેક દીન.

---

૨૮ પોલીટકલ એજંટ તરીકે સચીન સ્ટેટમાં તે વખતમાં બ્રિટીશ સરકાર સાથે સચીનની ચહ્લી કરવામાં અને રાજઅમલને લગતો સઘળો બંદોબસ્ત અને કારોબાર ઠેકાણે લાવ્વામાં ઘણી વખત મહેનત લઈ અરદેશરે શ્રમ ઉઠાવેલો હતો. જો આજના વખત પ્રમાણે એ સઘળો અહેવાલ છપાગેલો હતે તો પુરતી સાહદતે ટાંકી બનાવી શકાત. વલી વધારે કમનસીબી એ છે કે ખુદ અરદેશરજીનો રેકોર્ડ પણ જતો રહેવા પામયો છે જેને લીધે કેટલેક દરજજે તેની બલવાન કીર્તીની નોંધો ભુસાઈ ગઇ છે. પાછલથી એવોની રાહસદોની જપતી વેલાએ ચાર ગાડાંઓ ભરીને કાગજ્યાઓ ઘસડાઇ ગયા હતા એમ મારા વડવાઓ કહેતાં હતા. ધ. બ. વા.

૨૯ ઉપલો હેવાલ મારાં મુરબ્બીઓની મોહદેની વાતો સાંભળેલી તે પરથી મે લખ્યો છે. ધ. બ. વા.

સ, ઘડી સ, પલ જોઈ માંગે મુરત
ઇનસાન કયાં તુ જાણે છે ખુદાની કુદરત.

## મુનીર સ્વામી[૩૦]

શાહેરનું નાંકુ પુરૂ જે થાય
થાણાની ચોકી તેનું નામ કહેવાય.
રહેતા હતા ત્યાં એક ઇશ્વરી ભક્ત.
ઉંમર હતી તેઓની એકસો વર્ષ.
શેઠને કહેતા હતા તેઓ સરબસ
કે લગનના આસીરવાદ દઇને મરસ.
આગલા જમાનાની ખરી સચ્ચાઈ
બન્યો હતો મોજેજો તેજ તરીકઇ.
શાદીની ક્રીયા પુરી થયા બાદ
હાજર થયા મુનીર સ્વામી ત્યાં ખાસ
પરણતાં જોડાંને આપી આસીરવાદ
પોતાના મકાને ગયા ત્યાર બાદ.
શાદી ગઇને થયા દીવસ ચાર
કે મરણ પામીયા મુનીર સ્વામી તે વાર.
વખત કર્યો જાયે કંઈ પેતાનું કામ
નથી રહેતી ખુશી કે ગમીનું ઠામ.

## લેકસ કલોસી.

તા. ૨૯ મી એપ્રીલ ૧૮૪૫
સુરતથી અરજી મુંબઈ રવાના થઇ.
લેકસ કલોસીનો ધારો સરકાર કહાડે
પારસીઓની સહી સાથ શેઠ ના પાડે.
અમારા ધરમની બરબાદી થાય
જરથોસ્તી ટોલાના દીલ કચવાય.
૧૮૦૦ના સાલમા આવ્યા હતા સરકાર
ગવરનર સાહેબ ડનકને ભરી હતી દરબાર

---

૩૦. એવણ "મુનીબાવા" ના નામે પણ ઓલખાતા હતા. એવણ સ્વામીનારાયણના ભગત થતા હતા. ધ. બ વા.

સુરતનો કબજો લીધો ત્યારે
પરવાનો લખી આપ્યો પારસીને જ્યારે.
જેથી આ કાયદો કહાડવાનો માંડીવાલો
નામદાર બ્રિટીશ વચનની નેમ પાલો.
અરદેશર કોટવાલની આગેવાની થઇ
સુરતની પંચાતની સહીઓ લઈ
મુંબઇના શેઠીઆઓ પર રવાનાં થઇ
શેઠે મહેનત તેમાં પુષ્કળ દઈ.[૩૧]

## કોટવાલીનું રાજીનામુ.

ઇ. સ. ૧૮૪૬ નાં અકટોબરે.
તા. ૨૪ મી નો દીવસ થરે.
કોટવાલીનો ઓહ્દો છોડી બરખાસ્ત
રાજીનામુ મોકલે છે સરકાર પાસ.
"કોટવાલીમાં જેહુમત વેઠી ભારી.
નથી રાખી શકતો હું મહેનત જારી.
કોટવાલીમાંથી ફારેગ થવું છે મને
નામદાર સરકાર સ્વીકારો તમે."
શહેરને આબાદ કીધા થકી
રઇયતના આસીરવાદ લીધા પછી
થયા છે ફારેગ કોટવાલ અરદેશર
જેને ખેંચી છે ભારે રંજથી જીકર.
રાજીનામું આપી રીટાયર્ડ થયા
તે જગ્યા પર બીજા કોટવાલ ગયા.

---

૩૧. અરદેશરજીએ સુરતની અનજુમન તરફથી મુંબઈની પારસી પંચાયત ઉપર એક અરજી મોકલી હતી. એમાં તે વખતે સરકાર અંગ્રેજી કાયદા પ્રમાણે દીવાની અને ફોજદારી અદાલતમાં ઈનસાફ આપવાની રૂએ જે ધારો અમલમાં મુકવા માંગતી હતી તે ધારો રદ કરાવવાની અરજ કીધી હતી. સુરતના શેઠીઆઓની સહી સાથની મજકુર અરજી [ જેમાં અરદેશરની પણ સહી મલે છે]. મારાં ધણીના ઘેરના રેકોર્ડમાં મારી પાસે મોજુદ છે. ધ. બ. વા.

એજનજી પાલનજીને ઓદ્ધો અપાય
સુરતની કોટવાલી તેઓને સોંપાય.

કોટવાલીને લાયેક તે ગ્રહસ્થ ગણાય
અરદેશરજીનો તે જમણો હાથ કહેવાય.

ભોગવી તેણે કોટવાલી ફકત વરસ ચાર
અરદેશરની હયાતીમાં પામીયા વફાત.[૩૨]

## અદેખાઇની હદ

૧૮૪૮ નાં આગસ્ટ માસ
મુંબઇમાં છપાતું જેન્ટલમેન ગેઝટ ખાસ.
જેમાં કોટવાલ બહાદુરની ગીબત કરી,
છપાયું ચર્ચાપત્ર સીકંદર સહી થરી.

રૂ. ૧૦૦૦૦ પત્રના અધિપતી મી. મેકે
પર ફર્યાદી માંડી શેઠે આબરૂ પેકે.
ચીફ જસટીસ સર અરશકીન પેરી
સુપરીમ કોરટમાં ઇનસાફ ઘેરી.

મી. મેકેની પાસે દંડ ભરાવ્યો
રૂ. ૧૦૦૦ અપાવીને ડામીજ ઠેરવ્યો.
શેઠની તરફેનમાં ચુકાદો મલીઓ
અદેખાઓને જુઠાઇનો ખંગ વલીઓ.[૩૩]

---

૩૨. અરદેશર પચાસ વરસની ઉમરે રીટાયર્ડ થયા હતા. એજનજી પાલનજી કોટવાલ અરદેશરના અંગત દોસ્ત હતા અને એઓની નેમણુન સર્વેએ એકે અવાજે પસંદ કીધી હતી. મારી પાસે "એ" ના તખલ્લુસવાલી ચોપડીમાં "પા. એ. કો" એ જે મારજીનમાં નોટો લખી છે તેમાં લખ્યું છે કે "એજનજી કોટવાલ ગુજરયા તે વારે અરદેશરજી કોટ પોતાના ખાસ મીત્ર આગલ બહુ રડયા હતા. અને એવું કહયું હતુ કે આજથી મહારાં શરીરનો અડધો ભાગ કુવત તુટી ગયો." એજનજી ૧૬-૧૦-૧૮૫૦ બહેસ્ત પામયા હતા. ધ. બં. વા.

૩૩. ઉપલો ચુકાદો ૩૦મી ઓગસ્ટ ૧૮૪૮ના દીને મલ્યો હતો પા. પ્ર

# છઠ્ઠી અને છેલ્લી દરબાર.[૩૪]

રઇયતને બચાવવા લીધેલી તલાસ,
કોટવાલે કિર્તી કીધી ખલાસ
બ્રિટીશ સરકારના લખાણો થાય,
છેલ્લું માન અરદેશરને અપાય.

મુંબઈની સરકાર હુકમ કરે
સુરતમાં તેની દરબાર ભરે.
તેની નોકરીનાં બદલામાં છેવટનું માન,
જેની ઇમાનદારી જોતાં કરો જાન કુરબાન.
તારીખ છે ૧૨ મી ને ફેબરવારી માસ,
અંગ્રેજી ઇસવી સન ૧૮૪૯.
૩૫ વરસ નોકરી બજાવી જેણે
સરકારને વફાદારી બતલાવી તેણે.
છઠ્ઠી વેલાએ ભરાઇ છે દરબાર,
થતે જો સાતમી તો કહેવાતે સપેહસાલાર.
આગલી દરબારોનાં આપ્યા છે વર્ણન,
તે મૂજબ સ્વારીએ નીકલીઆ પન.
દરબારમાં દાખલ થતાંની સાથ
પોકારાયા ખુશીનાં બુલંદ નાંદ.

સાથે છે નવા કોટવાલ ખાનસાહેબ,
બેજનજી પાલનજી જે કહેવાએચ.
વલી બેટો જહાંગીરશાહ છે નામવર,
સાથે આદીતરામ ગણેશરામ સીરેસતેદાર.
ઉપલા જણ ત્રણ સાથે દાખલ થયા,
કે દરબારનો અમલ કલાક બાર ગણાયા.
જરીની બુટીનો જામો પહેરીયો,
ગલામાં બહાદુરનો ચાંદ ઓલવ્યો,

૩૪. ૧૮—૨—૧૮૪૯નાં મુંબઈ સમાચારના આધારે પારસી પ્રકાશમાં એ દરબારનો હેવાલ આપ્યો છે. ધ. બ. વા.

સુનેરી મ્યાનની માલકમ તલવાર,
લટકાવી છે કમ્મરે કમ્મર બંધ તદાર.
બેઠા છે આસાન પર તેવો નામવર,
ઉભેલી સભા સઘલી બેઠી ઠામ પર.
સુરતના સેશન્સ જડજ એનડરૂસ સાહેબ,
વખાણ સાથે વાંચે ફરમાન જાહેર.
"સુરતની આ બા દી અરદેસરથી
સરકારની સેવા ખબરદારીથી.
માન્યો છે સરકારે શેઠનો આભાર
જાહેર કર્યો છે દરબારે તેમનો ઉપકાર'
એનડરૂસ સાહેબના બોલી રહેવા બાદ
ગુજરાતીમાં કરે આદીતરામ સીરેસતેદાર
"હવે વાલે છે જવાબ અરદેસરખાન
અંગ્રેજીમાં કહે છે કે પરવર મહેરબાન
નામદાર સરકારની હજુર ને માન
આપુ છું તમોને મારૂં વચન ફરમાન
હજુર પછી સરકારને પડસે કંઇ કામ
તો સેવામાં હાજર છું જતાં મારો જાન.
મારા કુ ટું બ થી વફાદારી
થતી આવી છે બહાદુરોથી સરકારી
મારા બાપે ખોયો જાન જફાકારી
મારા ભાઇની નોંધાઇ જેમ વફાદારી
તેમજ મુજનો પ્રાણ તમપરવારી
મારી જીંદગી તક રહેસે વચન જારી'
જેવો શેઠજીનો જવાબ પુરો અપાય
કે તુર્ત તાલી ગર્જનાએ દરબાર ગજાય.
કીરતારની કરામતની મહેરબાની થાય
ત્યાં હરેક ચીજમાં બાકી શું રહી જાય.
સરકાર ને રઇયતના માનીતા કહેવાય
હરખભર્યાં માનનાં આંસુ રેડાય

બરખાસ્ત થઈ સવારી વાડીએ જાય
આ છેલ્લી દરબારનો હેવાલ પૂરો થાય.

## દેખાવનું વર્ણન.[૩૫]

તેના દમામદાર દેખાવનું વર્ણન કયાં થાય
જેને જોયા હશે તેના મુખથી કહેવાય
મુગલઈ જામા ને સીરપર સરપેજ.
કમ્મરે કટારી ને તલવાર લટકે
દુરથી જોતાં તેનો તાપ નહી જોવાય
પણ નજદીક જાતા—સીતળ સરખી છાંય
સહાજન મહાજનમાં ચાલતાં દેખાય
એક મુઠ ઉંચા — તરતજ પરખાય
ચાલમા જે રોપદાર પેશાની દમામદાર,
આંખો તેજસ્વી ને ભવાં કમાનદાર.
કપાલ જેનુ જોતાં લાગે નસીબદાર
પહેલવાંની સુરતનો અરદેશર નામદાર.

## રીત—રીવાજ.

પહેરવાસ રેહવાસ નવાબ તરીકે
તેમ બોલવાની ભાષા પણ મોગલાઇ રીતે
જરથોસ્તી ધરમ ને પારસી છતાં
દરેકનાં ધરમને માન આપતા
બાપીકા ધરમ પર સદકે રહેતા
કીયા ને દીનઆઇનનાં કામો થતા

---

૩૫ "અરદેશરનો દેખાવ ઘણો રોબદાર હતો. તે કદમાં ૬॥ ફીટ ઉંચા ભરેલા ને કદાવર માણસ હતા. ૧૦ વરસ સુધી જે એક ચાળાક માણસ એમની તેનાતમાં હતો તેણે હમને કહયું છે કે હાલ મુંબઇમાં એઓના જેવો ઉઠાવદાર માણસ કોઈ દીસ્તો નથી. એમનું કપાળ ઉંચુ ને વીશાળ હતું. નાહની તીણી આંખીઓ, ખુલ્લુ ઉઠાવદાર નાક, નીચલો હોઠ પાછળ હઠતો, ને ગોળ બાહર પડતી હુંઠી—એટલા ચીન્હોમાંજ અરદેશરના સ્વભાવીક ગુણો દેખાઈ આવતા હતા. એમની ચામડી બહુજ ગોરી ને મોઢુ ઉપર સીતલાના જુણાં ચાથાં હતા." "એ"

વહુમબાર ને જશનો થતા રહેતાં
હુજારો લોક જમીને જતા
રાતદીવસના ઠામમા પણ પહેલવાની કામ
જીંદગીના જોખમે ભરતા હતા હામ
ઘેરનાઓના જીવ પણ સટોસટ રહેતા
શેઠ ઘેર આવતા ત્યારે જીવ ઠરતા
બહાદુરના ઘેરમાં બાઇ ને બેટા
હથીઆરોથી સાવચેતી રાખી લેતા
જેના ઝનાના વસવાતે પણ ધાસ્તી પેસ્તી
બાઇઓની શીરાનીએ પણ તલવાર રહેતી.

## નામદાર સર જમસેદજી જીજીભાઇનો શેઠ સાથનો સંબંધ.

૧૮૫૦માં સુરત દરમીઆંન
પડી ભાગું છે હુન્નર ઉદ્દયોગનુ ધ્યાન.
શહેરમાં આમ વરગ મુફલેસ થતો જાય
જરથોસ્તી હાથથી હુન્નર કમી થાય.
એવામાં બન્યો છે એક બનાવ
ડુબતાને બચાવવા નીકલી એક નાવ
મુંબઇથી નવસારી પોતાને વતન
ગરીબ જરથોસ્તીઓની લેવાને જતન
ઇ. સ. ૧૮૫૦ ના સાલ
તા. ૧લી મેનો દીવસ ચકબાલ
મુંબાઇની આલમનો દસ્તગીર
જરથોસ્તી ટોળાનો આલમગીર
સખીનો સરદાર દઉલતે આબાદ
નામ અને નીશાનથી જગ આશકાર
ધરમી સકરમી સખાવતનો શાહ
પારસીનાં ટોલાનો નેક ખયર ખાહ
નામ દેતા નિરખે જુઠાં ને બાલ
બોલબોલતાં બોલખે અદનાને આલ

ધીરજ નથી રહેતી લખનારને હાથ
લંબાણ દરશાવવા કિર્તીનો સાથ.
તે ઉમરાવની યાદ હું કરૂં તાજી,
નામ બખતાવર સર જમસેદજી.
ગયો છે પોતાને નવસારી વતન[૩૬]
૧૮૫૦ નાં સાલ ઇસિવી સન.
જેનાં હેવાલનાં દસતાવેજ નોંધાયા નહી જાય
તેની કિર્તીના કોટ આસમાનસે પહોંચાય.
એવા તે નરની યાદ ધરતી કર
નમાવું છું હું ધડ તે નામદાર સર.
જેનાં બખતાવર પગલાંએ ધરતી હસી
તેના સખાવતી દસ્તને પેગમબરી વસી.
જયારે નવસારીથી સુરત જઇ નહી શકે
ત્યારે પોતાની યાદગારી રહેતી કરે.
શેઠજીને માન મરતબા ઘણા
ગણી સુરત શહેરના અકાબરતણા
સુરતમાં ધરમના અતી અકાબર
પણ દરશાવે પ્રથમમાં નામે અરદેશર.
લખે છે સર જમસેદજી નામુ એક
કે પ્રહોંચે સુરતમાં તેનુ ટેક.
સુરતના ધરમનાં ખાતાનો શેઠ
હતો જે અરદેસર બહાદુર એક
તા. ૧લી મે ૧૮૫૦ ને દીન
રવાનાં કરે છે તે લખતને શીલ

---

૩૬. એમ કહેવામાં આવે છે કે ઈ. સ. ૧૮૫૦ માં જયારે સર જમશેદજી જીજીભાઇ નવસારી ગયા હતા તે વેલા અરદેશર પણ નવસારીમાં પોતાની જાગીરીના ગામોમાં હતા પણ એવન સર જમશેદજીને મલવા ગયા હતા નહી. એવનમાં અવશ્ય કરીને પોતાનો ટેક રાખવાની મોહટાઇ ઘણી હતી. જો કોઈ પહેલે મલવા આવે તો ત્યાર પછીજ વલતી મુલાકાત આપતા. (વધુ માટે જુવો નોટ ૧૨ પાનુ ૬૧) ધ. બ. વા.

"શ્રી સુરતના ધરમફંડનો અફામર હજુર
ખાનસાહેબ અરદેશર ધનજીશાહ બહાદુર
કસબે નવસારીથી લખનાર હું
સેવક જમસેદજી જીજીભાઈ હું
દુઆ ને સલામ કબુલજો તમો
દિલગીરી સાથે લખીયે છે હમો
કે શહેર સુરતની જરથોસ્તી કોમ
મને જોવા મલવાને કરતીતી જોમ;
પણ સરજતની સાંકલ થઇ છે દુર
જાવું છે મુંબઇ મારે એકદમ જરૂર
પારસીના ટોલાને કહેજો સલામ
અનજુમન ભરજો આતસબેહેરામ
જાહેર કરજો ને વાંચજો ખાસો-વ-આમ
ને જરથોસ્તી ટોલાંને કહેજો તમામ
કે ઉદયોગ ને હુન્નર થયો છે બંધ
મુફલેસીથી સુરત થયું છે તંગ
તે હાલત સુધારવા મારી છે તલબ
એક લાખની રકમ મોકલાઉં છું જે સબબ.
જે જશન કરીને જાહેર કરજો
મારા તરફથી હમદીનને સચજો.
ઉદયોગ ને હુન્નરની કળા વધજો
દુઆ માંગી અરપુ તે તમને ફલજો.'
ઉપલી બાબદનો છપાયેલો હેવાલ,
"સદીની સહાદત" માં સચવાએલો હાલ.
છે હમો પાસે સહાદતમાં તે
વાંચવો હોય જેને તે ખુસીથી લે.[૩૭]

---

૩૭. મારી પાસે સચવાયલા દસતાવેજોમાં તા. ૮—૫—૧૮૫૦ના જામે જમશેદમાં છપાયલા હેવાલ પરથી મે ઉપલી બાબદ દરશાવી છે, વધુમાં તા. ૧૪—૬—૧૮૫૦ના સમાચાર દરપણમાં (જેની પણ એક કોપી મારી પાસે મોજુદ છે.) સુરતના શહેરીઓએ ૧૯૦૦ સહીઓ સાથેનો સર જમશેદજીનો ઉપકાર માન્યો હતો તેનુ વર્ણન આપેલું છે. ધ. બ. વા.

# સ્વામી નારાયણ. ૩૮

## બીજી એક શેઠની વાત વર્ણવું,
## સદી એક પર થઇ ગયલા બનાવની કહું.

૩૮. સ્વામી નારાયણની ઓળખ તેમજ તેવોના પંથની ઉત્પતી માટે તા. ૨૭--૭—૧૯૧૪ના સુરત અખબારમાંથી નીચલો ઉતારો અહિંયા ઠીક થઇ પડશે:

"સ્વામીનારાયણના પંથની સ્થાપણા શ્રી સ્હેજાનંદ સ્વામી જેઓ અયોધ્યા તરફના છ પઈઆ ગામના સર્સવત બ્રાહમણ હતા તેમણે આસરે એકસે' વરસ ઉપર કીધી છે. તેઓ ખરેખર ચમતકારીક પુરૂષ હતા અને તેમનામાં પરમેશ્વરનો પુરો અંશ હતો. તેમણે અમદાવાદ તથા આસપાસના શહેરોમાં નથા કાઠીયાવાડમાં કથાઓ કરી શ્રોતાઓની આસ્થા પોતા તરફ ખેંચી લીધી. તેમનામાં એવો ચમતકાર હતો કે સખતમાં સખત બહાર વટીયા અને લુટારા જે તેમની આગલ આવતા તે તરત તેમના પગ આગળ પડી પશ્ચાતાપ કરી પોતાની અસલની કુનીતી છોડી દઇ સત્ય અને નીતીનો માર્ગ અખત્યાર કરતા---કાઠીયાવાડના કાઠીઓ જે અમદાવાદ અને ખેડા સુધી લુટ કરવા આવતા હતા તેમાના ઘણાખરા એમના પ્રતાપથી વશ થઈ ગયા અને શાંતી વ્યાપી—જોબન વડતાલીઓ નામે ધારીલો કોળી વડતાલનો હતો તે અધમ પાપી અને લુટારો હતો તે મહારાજના દરશને આવ્યો અને મહારાજે તેના ઉપર દ્રશટી કીંધી કે તરત તેના મનમાં મોટો ફેરફાર થઈ ગયો અને તેણે પોતાનો ખોટો ધંધો છોડી દીધો અને મહારાજનો ભકત બન્યો—તેની આસ્થા એટલી બધી બેઠી કે મહારાજની આગલજ તે રહેવા લાગ્યો, અને મહારાજને એટલા બધા આગ્રહથી વીનંતી કર્યા કરી કે આપ મારા ગામમાં રહેઠાણ કરો આખરે તે વીનંતી તેમણે કબુલ કરી.

સહેજાનંદ સ્વામીની ખ્યાતી દેશ પ્રદેશ સર્વ સ્થળે વ્યાપી હતી-અને જયારે નામાંકીત બીશપ હીબર. ગુજરાતમાં પ્રવાસ કરતા હતા ત્યારે એમની મુલાકાત નડીયાદમાં લીધી અને એમની વીદ્રતાથી ઘણા પ્રસન્ન થયા અને પોતાના જરનલ એટલે નોધપોથીમાં એમની મુલાકાતની લંબાણ નોંધ કરી તેમણે એમના વખાણ કર્યા છે.

સુરતના કેટલાક લોકોની ખાહશ મહારાજને સુરત બોલાવવાની થવાથી તેઓ સુરત પધાર્યા અને તે વખતના નામાંકીત હકેમ અરદેશર કોટવાળે

સ્વામી નારાયણ જે નામ બોલાય
તેના ધરમ વધારવાની આસ્થા ગણાય.
૧૮૨૩ ના સાલ અંદર
ઈસવી સનેની વાત ઉપર
૧૮૮૧ નાં સંવત સાકે
કાર્તક સુદ નોમ ને બીજે દહાડે
આવી સુરતમાં ને શેઠજી સંગાત
ધરમ સ્થાપવા કરે છે વાત.
સ્વામી કહે મારી તો ધરમની નેમ
નહી મુકવી મુરતી મંદીરમા જેમ.
શેઠજીની સાથે મસલતો થાય
એકજ ભગવાનને માનનારો પંથ સ્થપાય.
કંઈ એક દીવસો વેર ચાલીયાં એ કામ
ધરમ સ્થળો બાંધ્યાં સ્વામીનારાયણ નામ.
દીન ઉગતે પંથ વધતો ગયો
હીન્દુઓની આસ્થામાં ચઢતો થયો.
સુરત ને નડીઆડ, મુંબઇ ને વડતાલ,
જગ જગે બાંધીઆ મંદીરોના મહાલ.
સ્વામીને નેહ વધ્યો શેઠજી સાથે
સ્વામી સાથની નિર્ણય છે સંગાથે.
સ્વામીની સુરત પધરામણી થાય
શહેરના ઉમરાવોથી માન અપાય.
રોમર ને એનડરસન ને હેરન સાહેબ
સ્વામીને મલવા કરે છે ખાયેસ.

---

તેમને ઘણી કીંમતી મદદો કરી—વલ્લભાચાર્ય પંથના મહારાજ તે વખતે આ નવા પંથના આચાર્ય શ્રી સહેજાનંદની ઘણા વીરૂધ હતા અને કંઈ બંધા લોકોએ સહેજાનંદને ઘણી હરકતો કરી પણ અરદેશરજી બહાદુર હમેશા સહેજાનંદની તરફમાં રહયા અને એમના સેવકોમાં ઘણો મોટો વધારો થયો—મહારાજ જયારે પાછા પધાર્યા ત્યારે તેમને વળાવવા માટે અરદેશરજી અશ્વની કુમારના રૂસ્તમ બાગમાં ગયા અને ત્યાં મહારાજે પોતાનો પાઘ અરદેશરજીને આપ્યો."

નવાબ, નગરશેઠ, કંઈ જાત ને પરજાત,
માનથી નમતા "સહેજાનંદ" સાથ
નાંમને બીજે દીને રચના રચાય.
પીરોજશાહને અરદેસરની વાડીએ જાય.

ત્યાંના મહીમાનું વર્ણન શું અપાય
મહારાજની પધરામણીમાં ખામી ન જણાય.
એવામાં કોઇ એકને અદેખાઈ ધાઇ
કાગલ વરગાડીયું છે નીંદા લખાઇ.

સ્વામીએ આપ્યો અરદેસરજીને હાથ
ઉખેડીને વાંચે છે બન્ને જણા સાથ
વાંચતાની સાથે અરદેશર તતકાલ
સ્વામીને કહે છે કે "કરૂં તેના હાલ."

પણ અરદેશરને રોકીને સ્વામી તો કહે
જવા દો પાપીઓને ભોગવસે કર્યું તેહ.
સ્વામી સાથે અરદેશરને પ્રીત છે હેતે
સવામીના ધરમને વધાર્યો શેઠે.

## સ્વામીનારાયણનો પાઘ.[૩૯]

સંવત ૧૮૮૧નાં માગશર સુદ ત્રને
સુરત શેહરથી સ્વામી ઉપડવાને દીને.

સ્વામીએ સર્વને આપીયા સરપાવ
દાન અને ધરમથી કોઇને જર ને ઘરબાર.

---

૩૯ એ પાઘને શેઠના વખતથી આજ સુધી હમાંરા વડવાંઓ પ્રમાણે તે યાદગારીના મુગટનો તરીકે કે જેની સાથે સ્વામીજીએ પોતાની તસવી. તેમજ એક શ્રીફલ [નાલીયેર] આપ્યું હતું, તે જાલવીને મા. ભાઈઓ શેઠો હોરમજશાહ તથા રૂસતમજી શોરાબજી વાડીઆ એ ધર્મનાં સંતસાધુઓ બ્રહ્મચારીઓ વગેરેને દર્સણનો લાભ આપતા રહે છે. શ્રી મોટા વડતાલની ગાદીનાં મહારાજ જયારે પણ સુરત આવે ત્યારે પાઘના દર્સણે પહેલાં પધારે છે. ધ. બ. વ.

દાન ધરમ કરતી સ્વારી હુંકરાય.
સ્વામી સંગ શેઠજી થાણા વેર જાય
શેઠ સાથેનો સ્નેહ જોતાં મનમાં મુજાય
મારી યાદગીરીમાં તમને શું અપાય
કાપોદ્રા ને ઘાટે ઉતર્યા રાય
અરદેશરજીને મુગટ આશીશથી દેવાય.
સ્વામીએ માથેથી ઉતારી હેતે અપાર
અરદેશરના સરપર પહેરાવે તે વાર
જે માથેનું મુગટ સ્વામીનો પાઘ
તતકાલ ઉતારીને પોતાને હાથ
શેઠજીના માથાપર મુકતાની સાથ
હરખના આંસુએ ભેતીને બાથ
આપી તે મુગટની સાચ્ચી ઇધાન
યાદગીરીમાં આપી શીરપરની નીશાન.
આશીષથી દુવા આપુ તમને ઘેર
સુખી રાખે કીરતાર જાવ ચંદ્રા વેર.
કેવા ઉદગારો અને કેવા સુખન
સત્યથી આપી ને દીધુ વચન.
એથી વધુ શી હોય કીમતી રે ભેત
મહાત્માની પીછાણમાં મુગટથી શ્રેષ્ટ?
આજે પણ જલવાયલો રહયો છે તે પાઘ
જેનાઆશીષના દુવાથી રાખીયો છે આબાદ.
સવામી હતા ખરા ભગવાન સરૂની
શેઠજીના કાળ ને ચાર દીવસ અગાડી
સવામી કહે લેવા આવીશ તમને જયાર
આ દુન્યા છોડી જશો હંમેશને દવાર.

## દુન્યાની નાપાયદારી

### બહાદુર અરદેશરનું મરણ.

સઘલી આબાદીની સીફત લખી,
જનમથી ઉધરતા તેની કીંમત થતી

જ્યારે આખી જીંદગીની સાંજ થઇ પુરી
ત્યારે શું કામ રાખી તેને તકદીર અધુરી ?
જનમની છ દીવસે મધરાત પડતી
ભાગ્યદેવી તે નાં લેખ લખતી
શું લખતી વખ્તે તે કંઇ નહી અટકી
કે તલવારની કચાસથી તે તો રાખી શકી ?
પણ કીરતાર તહારી મરામત મહારાજ
કોન તહારી કરામતનો મેલવે અવાજ.
જો આગલથી જાંણતે ઇનસાન અગર
તો તહારો કોન ભેદ પીછાનતે મગર.
હશે તહારાં ભેદ ભરેયાં જે કામ,
તે કાંમ તહારાં જાણવા ખોટી ભરૂં હામ.
જ્યાં પીર ને પેગમબર બી નાઇલાજ છે,
ત્યાં ઇનિસાનબી ખુદ ગોયા લાચારજ છે.
ચઢતી પછી પડતીનો કાયદોજ છે,
થોડો યા ઘણો પણ રચાયલોજ છે.
અંધારી અજવાલી બેઉ રાત્રીજ છે,
તહારી સરજાયેલી બેઉ ગણત્રીજ છે.
બન્ને જેહાનનો જે છે સરજનાર,
તું વગર સર્વે ઇનસાંન જીનહાર.
સુંદર ગુલાબનાં મઘમઘતાં ફુલ
તેનેબી કહાં રાખીયો કાંટાથી દુર.
પૃથ્વી પરનું જે ગોલ ફરતું ચક્કર,
નથી કોણપર પડીયું આ દુન્યાં અંદર.
સરકારી પગારને સાલીઆણાં સહુ
પણ આવક કમીને ખરચ દીધા બહુ.[૪૦]

---

૪૦. "અસલના પાદશાહી રીતમાં ઉછરેલાં માણસો પોતાની જોર કરતાં વધારે ખરચાળુ હોય છે ને અરદેશર તેમાંના માણસ હતા...... પણ એઓનો હાથ છુટો હતો. તે પોતાના એશઆરામમાં કાંઈ ઉડાઉ હતા નહી; પરંતુ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનુ નામ દુનીયામાં મશહુર થઉં તેની પહેલાં હીંદુસથાનના સાધુ સનીયાશી ને ફકીરોમા

ગાંઠના પૈસાથી શહેર સુધારવી
સરકારની સેવાથી નોકરી બજાવવી.
રાજા ને રાયને પેહેરામણી અપાય
ઓધ્ધાના ધણી પોતાથી નહીં લેવાય.
રૈયતના લાભ અર્થે ખરચાયું જાય
હાતમ દીલનો શેઠ નહીં સરવાયું મપાય.
પાછલથી થોડો વખત શેઠ પર સખતી,
માંગનારાઓએ કીધા કંઈ દોર ડપટી.
શેઠના મનમા ધાસ્તી પેડી
અદેખાઓ પૂઠે લાગીયા જેથી.
ઇજતની કીંમત મનમાં વ્યાપી
ચીંતાથી દેહ લથરવા લાગી.
સરકારી બંગલામાં ડુમસ ગયા
જ્યાં જડજ મી. હેબરટ આવી લાગ્યા.
"હું છું તહારો મીત્ર ને મહેનત કરૂં
તહારી ચીંતાઓ દુર કરવા પટાવત ધરૂં."
એ રીતે આપવાને લીસ્ટો થાય
સમજુતી પર લાવવા હેબર્ટ શાહેબ જાય.
તેટલાં તો જીંદગીએ ખોઇ દીધી યારી
જ્યાંનુ ત્યાં રહી ગયું—પાછલ જફાકારી.

---

"અરદેશર બહાદર" નુ નામ છેક દીલી સુધી પ્રસરેલું હતુ. જે એઓને બારણે આવીને સવાલ નાંખે તે રદ ન જવા દેવો એવી ગેલ્લછા એઓને લાગી હતી. એક વેળા સવારના પ્રહરમાં અરદેશર બારીએ ઉભા છે, તેવામાં દીલીથી કોઇ ફકીર સવાલ કરો કે બાબુ! સુરતમે બાહદુર કહેલાતા સો કોણ હએ? ને પોતે જાહેર થતાં ફકીરે કહ્યું "બચા! બહાદુર હય તો રૂ. ૧૦૦૦) કી ઠેલી ફેંક દે તો" તારે શેઠે હજાર રૂપયાની ઠેલી ફેંકી આપી. વળી પોતાની ત્રાહીદ કામોમાં પોતે માથુ ઘાલતા ને ગાંઠના રૂપીઆ ખરચતા પોતે રસ્તા કે કુવા વીગેરેના બાધકામો માટે સરકારને પોતાના મનની સુચના કરતાં ને સરકાર તે બાંધે તેમ તેને લલચાવવા સારૂ તેના ખરચ કરતાં અરધા પોણા ભાવે પોતે ઇજારા લઈ ઘરના પઇસા ઉમેરીને બાંધી આપતા." "બે."

છોડીયાં છે ઘરબાર ને છોડી સરકાર
જરા ખાતર રહી ગયો સુખનો કરાર.
હવે શેઠ સમજીયા કે આવ્યો છે કાળ
આખી જીંદગીની મહેનતનો શું થયો હાલ.
શેઠ કહે કે હવે સાંભળો "હું જું દીવસ ચાર
દીકરાને વહુને ધણીઆણીને સાર.
સ્વપનમાં સ્વામી લેવા આવ્યા દવ્વાર,
ચાલો અરદેશર હવે હંમેશને બાર."
શેઠજી ચાર દીવસ ચાર રાત ખીસવા નહીં દે
નસીયત ને વસીયત દીન રાત કહે.

ઓ કુદરતના શાહેબ તે જગત સચી
જનમ ને મરણની શું રચનાં રચી.
તહારાં કીધેલા કામો બરહક ગણાય
જે વાજબી હસે તેજ તુથી થાય.
લાવી ઉભો છે ફરેસ્તો પેગાંમ ધરીને
આવી પુગો છે મહોતનો દુત થઇને.
નથી થોબતો કે પલવાર બી ખોટી થતો
કંઇ અદના કે આલાને જોતો સમજતો.
ગોયા પૃથ્વીનુ રાજબી આદમી ધરે
તોપણ મોહત આગલ ઇનસાંન લાચાર થરે.
લાચારીનો ઈલાજ નથી કોઈ પાસ
રાખીયો છે એખલે હાથે તે પરવરદેગાર.

રોજ દેપદીન દાદાર માહ અમરદાદ કદમી,
૧૨૨૫ નાં સાલ યજદેજરદી.
તા. ૧૫ મી નો માહ ફેબરવારી,
સને ૧૮૫૬ નો સાલ છે ભારી.
તેવો પરવરની પનાંહમાં દાખલ થયા
જેના ફરોહર અશોઇનાં બહેસ્તે ગયા.
જ્યાં મહેર ને સરોશે ઈનસાફ સહયા
અશો પહેલવાંનો સાથ જઇને વસીયા.

રવાંનની કીયાઓ શાહેર અને ગાંમ
મુંબઇમાં ઉઠીયાણું આતશબહેરાંમ.
જ્યાં મીજલસ ભરઇ ને દલગીરીની યાદ
માં સર જમસેદજી ભરે છે રૂ. ૧૫૦૦) સાથ.[૪૧]
સુરતની ધરતી પર કંઇએક વીરા,
થઇ ગયા છે બહાદુર મોતી ને હીરા.
કંઇક થયા હશે ને થસે હુવે પછીથી,
પણુ અરદેશર સમાંન તો કોઇજ નથી.[૪૨]

---

૪૧ તા. ૧૯ ફેબરવારી સુરતવાલા મરહુમ ખાન સાહેબ અરદેશર ધનજીશાહ બહાદુરનું ઉઠમણું આજદીને મુંબાઇ મધે મરહુમ શેઠ હોરમસજી બહમનજી વાડીઆવાલા આતસબેહરામમાં કરવામાં આવ્યું હતું, જે વેળાએ તેમના પુનને માટે સર જમસેદજી જીજીભાઇ નાઇટે રૂ. ૧૫૦૦)ની સરકારી નોટ સુરતનાં આંધલા પાંગલા જરથોસ્તીઓના ફંડમાં તેનું બ્યાજ વાપડવાની સરતે આપવાની તંનદરોસ્તી પઢાવી હતી.' પા. પ્ર.

અરદેશર અને સર જમશેદજીને ધાડી મીત્રાચારી હતી. સર જમશેદજીએ પહેલી મુલાકાતનું માન આપ્યાં દરમ્યાન અરદેશરે નવસારી તરફના પોતાના જાગીરી ગામોમાંનાં એકમાં જંગલમાં મંગલ કરી અનુપમ માન અને મરતબાથી મીજલસ અને જયાફતથી નવાજીયા હતા, જ્યાં અરસપરસની ભેટો સ્વીકાર્યાં પછી બંને છુટા પડયા હતા. ધ બ. વા.

૪૨ મારા વડવાઓ તરફથી સાંભળેલી વાતો પ્રમાણે અરદેશર શેઠ ભાગ્યે એથી ત્રણ કલાકની ઉંઘ લેતા. મધરાતે શહેરમાં રોન ફરીને છેક ત્રણ વાગતે ઘરે આવતા અને બામદાદ થતાં ઉઠીને આતશના પાત્રાં સનમુખ ભણી લેતા. ધ. બ. વા.

નામીચો લખનાર મી૦ એચ. જી. બ્રીગસ પોતાનાં Cities of Gujarashtra નાં પુસ્તકમાં નીચે મુજબ લખે છે :—

" Among the natives of Western India he (Ardasir) stands alone for his abilities, his energy, and his unwearied zeal for the Government he served, the country which gave him birth and his countrymen refuge in exile. To form any idea of the state of Surat at this time, and to appreciate the exertions of Ardasir, it must be borne in mind that both the

eity and the river were plagued with robbers and pirates equally daring and adroit. The indolent avariciousness of the citizen was exposed to the rapacity of his needy neighbour at whose means the villanous Koli of Gujrat could be introduced into his dwelling; and the nature of such felonies was frequently rendered more atrocious by the commission of murder; but the stealthiness and security with which such feats were performed wholly defeated the aim and the ends of justice.

" Nor was the system of piracy any halfhanded measure the *Gifts of the Occan* (the happy sobriquet) were shared from Cambay north, as far southward as Daman—by a leagued fraternity, whose emissaries were too frequently the servants or friends of the enterprising merchant. It was nothing unusual to learn of singular storms and stranger shipwreck; yet Swali Nest or Thari Hole had received many hundred bales of cotton or richer spoil both unsoiled by the sea and unknown to any voyage but that of the river. The gains were equally distributed; which permitted the existence of the band such a series of years. But, even this nefarious, audacious, and extensive plot, perished under proper vigilance and due discrimination,

" Mr. Anderson, lately Governor of Bombay, a man of severe thought and determined princip'es of action—when session judge of Surat, had bestowed some attention on this subject, but was at fault as to the means of extirpating these evils and he bent his eye upon a young and adventurous instrument for accomplishing the required purpose; his penetration of character found in Ardasir the willing engine. From this period is to be dated the extraordinary exertions of Ardasir for Surat; instantly diverting his notice to the amount

તહારી સરકારે ગુમાવ્યો રોશન ચેરાગ
તહારી રઇયતે ખોહુયો સોહાસન શોહાગ.
જેને નેક ને ભલાં કીધાં છે કાંમ,
પડીયો હશે ખપ તેનો હમેશને મુકાંમ.
મલજો તેમને રોશની બેહસ્તને મકાન
પાંમજો તેવો ગુરોથમાંની શાંતી તમાંમ.

---

and nature of the existing sore, he probed their extent, and then resorted to remedial steps.

"The employment of his energies for the state did not terminate in the suppression of the grievances noticed; they were followed, by remodelling the polic, of the city—the introduction of an establishment of dondias, or watchmen—an improved gool discipline, quite as well as the foundation of a paper manufactory to engage th, time of the prisoners in salutary pursuits and the improvement of the Roads. Amid these trying labours he devoted a large portion of his time in rendering considerable assistance to Mr. Borrodaile of the civil service, in a valuable work prepared for the Government which that geutleman had the candour to admit without Ardasir's services the undertaking must have failed."

એ ઉપરાંત એવણુ વિષે ઘણા મોટા ઇંગ્રેજ ઓધેદારો જેવા કે ગવરનર સર જાન માલકમ, મીશીઅરસ બારોડેલ, એનડરસન, રોમર, ફ્રેનડીશ, સીમસન, સઢરલાંડ, અલેકજાંનડર રાજરસ વગેરેએ પોતાનાં લખાણો તથા રીપોરટોમાં ઘણા મોતેબર વિચારો જણુાવ્યા છે." બા. પ્ર

"Had his lot been to haved lived in troubled and revolutionary times, his was the master mind that would have surmounted every obstacle and risen to the zenith of power."

"Bombay Times" 21-10-1858.

quoted from Mr. C. M. Talyarkhan's book, "Nekshatkhan."

Late Mr. Jehangirshaw Ardeshir Bahadur
(Baheremandkhan)



મરહુમ શેઠ જહાંગીરશાહ અરદેશર બહાદુર (બહેરેમંદખાંન).

જનમ — ઈ. સ. ૧૮૩૫.

મરણ — તા. ૫—૩—૧૮૫૯.

જેવા એ પોતાના બાપ ગુજરવા પછીથી શોગના લેબાસમાં પડાવેલું ચીત્ર.
મોગલઈ પોશાક ધારણ કરનાર દેખાવ.

## જહાંગીરશાહ અરદેશર બાહાદુર. (બેહેરેમંદખાન)

જનમ ઇ. સ. ૧૮૩૫ મરણ તા. ૫-૩-૧૮૫૯

અરદેશરજીએ છાડીયો આ જેહાંનનો વાસ,
ઓલાદમાં એક પુરો બેટા જે ખાસ.
નાંમ જહાંગીરશાહ ઉંમર બાવીસ
અક્કલ હુશીયારીથી પુર માહીત.
દેખાવ જેનો જોતાં રાજવંસી સુરત
બહાદુરી દમાંમ દેખાતો તુરત.૧
બાવીસ વરસનો કહેવાતો જવાંન
દેખાવે લાગતો બહાદુર પહેલવાંન.
શીકાર સવારીમાં ડરતો નથી
પહેલવાંની કસરતથી ફરતો નથી.
અંગ્રેજી, ગુજરાતી, ને ફારસીનું જ્ઞાન,
ધરાવતો હતો તે રાજવંસી જવાન.
પણ ટુંક ઉમરે એકલવાયો થયો,
તેની કિસ્તીનો સુકાન ખરાબે અથડાયો.
જે બાદશાહી રીતે ઉધરેલો તમામ
લગાર મોજશોખ પર ઉતર્યું વધુ ધ્યાન.
વળી બાપના મરણથી થયો છે બેકરાર
આવી પડી છે એની પર આફત બેસુમાર.

---

૧ કોટવાલના ઘેરની રહાસદમાં ૧૭નો આંકડો ખાસ જોવાય છે. સત્તર જાગીરી ધરાવનાર અરદેશરના સત્તર છોકરાઓમાં એકજ જીવતો રહેલો દીકરો તે આ જહાંગીરશાહ હતો, અનેક લાડથી એને ઉધારવામાં આવ્યો હતો. જ્યારે એની સલગીરી પડતી ત્યારે રૂપ્યા નાણાંએ અને મેવા મીઠાઇથી તોલાતો. પોતાના વહુ દીકરાની માંદગી થતી તો અરદેશર તુરતજ શીરાની કરતા અને તે નાંણા સહવાર પડતાં ખેરાદી થતી. એની હુશીયારી, ચાલચલગત અને ચેહરાની નુરાની એક શેરના દીકરા શેરની ગવાહી પુરતી હતી જે આ સાથે આપેલા ચીત્રમાં સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે. ધ. બ.વા.

હતું તેનામાં લોહી ખરૂં રાજકુમાર
આંખે નહી જોયો રહાસદનો સુમાર.
અરદેશરની મહેનતથી લખેસરી થયેલા
જેમાનાં બે જણા શેઠને કહી ગયેલા :
કે તારેથી અમો થયા જરદાર
ભુસી નાંખ્યે દેન તું હમારો સરદાર.
પણ શેઠ કહે મહારી છે માલ ને મીલકત
નહી જોઇએ કોઇની કોડી ફોકટ.
ભલાથી ભલાઈ બુરાથી બુરાઈ
ઇન્સાંનીયતથી નહીં બને એક સરખું કાંઈ.
રાજવંસી બાપ પછી કહેર વરસીઓ
નથી દરકાર કરતો હવે પછીનો.
જેનાં જર ને ઝવાહેર કંઇ સાહુજ ને સરપાવ
તેના ગામો ને ઘેરમાં જેનો પડીયો છે દરીયાવ.
નથી એક ચીજ જહાંગીર હયે ધરતો,
ખરે પગે ઉભો રહી માંગનારને ફેંકતો.
સીહા આફતમાં તે નથી ડરતો,
નહીં માતાનુ બોલેલું કંઇબી સાંભળતો.
બોલતો ને કહેતો "સબ જલને દોઓ
ગઈ શેઠકી જાન ફીર આફતકુ કયા રોઓ."
સરકારમા લખાણો કરતો તે થાય
મારી જાગીરીના નામો સ—મુલગા જાય
મારા બાપની રહાસદો તણાતી થાય
કરો તેનો ઉપાય—એવી અરજીઓ લખાય.
પણ જયારે ચઢીઆતા કીરણની સહવાર હતી
ત્યારે પ્રકાશીને દીન ઉગતે દીપક આપતી;
હવે તો સીતારાની પડતી આવી,
જેથી માથેનો કાલચંદ્ર ઝડપી લાવી.
જહાંગીરશાહ વારસની ઉમર ટુંક થાઈ
આવાબાઇ દોસીબાઇ પર આફત વરસાઇ.

ગયો છે તે છોડી ભર જવાન વયે
ઉગતા ઝાડનું મુળ કરમાયે.
બાપના મરણ પછી ફ્કત વરસ બે,
કજા આવી ઉભી ઉમર ચોવીસે.
તા. ૫મી માર્ચ ને ૧૮૫૯એ
રોજ મોહર ઇજદ ને માહ કદમી શાહેનશાહીએ
ય જ દે જ ર દી સને ૧૨૧૮
જહાંગીરશાહ બેહસ્ત પામીયા હકની દરબાર.
કોટવાલ બહાદુરનાં નામની નીશાન
જહાંગીરના મરણથી ખતમ તમામ
હંમેશગીને મકાને રવાના થયું
'તે માલીક'ના નામ સીવા કોણનુ રહયું ?
માતા ને વિધવા બેઉ એકલા પડીયા
જ્યાં સુખના સંસાર ત્યાં દુઃખમા ડુબીયા.
જ્યાં સુખનુ નામ ત્યાં દુઃખબી હોયજ
અજવાલી રાત પછી અંધારૂ છેજ.
આ લખતી વેલા મારી કલમ ધ્રુજે
કુદરતના ખેલ વીશે કાંઈ વીચાર નહી સુજે.



# બાઇ આવાંબાઇ અરદેશર બહાદુરના વિધવા.

## હોરમસજી ભીમજી મોદીના બેટી.

જનમઃ— ઈ. સ. ૧૮૦૧

મરણઃ— રોજ આવાં યજદ માહ આદર યજદ. (કદમી) યજદેજરદી ૧૨૩૯ ૨૯ એપ્રેલ ૧૮૭૦

નેકબખ્ત વિધવા બાઈ આવાબાઇ
વારસ જહાંગીરશાહ ને વહુ દોસીબાઇ.
શેઠનાં મરણ પછી જપતીઓ ધાઈ
ચઢતીના સેતારાની પડતીઓ થાઈ.
ઉગતા સુરજની સાજ ઝંખવાઇ
માહાતાબી રોશની પર અંધકાર પથરાઇ.
અરદેશરનાં વિધવા બાઈ આવાંબાઇ
ધણી પછી એક પૂરા દીકરાને સાહી
ખુદાના હુકમને તાબે થાઇ
ધણી ને દીકરા વગરની કહેવાઈ.[1]

---

[1] અરદેશરના વિધવા બાઇ આવાબાઇએ પોતાના ધણી દીકરાના ગુજરવા બાદ નજદીક ૧૪ વરસનો ગાલો પોતાના વહુ બાઈ દોસીબાઇ સાથે મા દીકરી તરીકે પાછલા સુખ દુઃખના અઇયામમાં ધીરજ, સબુરી અને સંતોષ વચ્ચે પસાર કીધો હતો.

તે જમાનો જોતાં એવો શીખેલા, ભણેલા પોતાની બાહોશીથી પાકટ બુધ્ધી ધરાવનાર એક નમુનેદાર બાઇ ગણાતાં હતાં પાછલથી સુખી તેટલાં દુઃખી થઈ જવા છતાં ખોદાના નિર્માણ કીધેલા ઉપર તાબે થઇ કદી પણ પોતે દુઃખી છે એમ જણાવવાને ગુનાહ ગણતાં. દીવસ કરતાં રાત્રે કાંઇક પોતાનો ફરસુદના વખત રહે તો ધરમ પુસ્તકો તેમજ મહાન ફીરદોસીનાં શાહનામાં વાંચવામાં વખત ગુજારતાં તે સાથ એવો બાઇ પાક જરથોસ્તી મહજબની પાકકી સમજદારી ધરાવતાં કે જ્યારે એક વખત એવો ગયા હશે જે રવાનોની ક્રીયા પાછલ ઉમદા ન્યામતોની થાળ ઇજવામાં [ભણાવવામાં] આવી હશે. પણ પોતાના પડતા વખતમાં એ બાદશાહી બાનુએ પોતાના ખુદ હાથે ને જાતે રવાનોની ક્રીયા છોડી તો નહીજ હતી.

જ્યારે દીકરાનું સુખભી ગયું લુટઈ
મા દીકરી થઇને સાસુ વહુ રહી.
જ્યાં ખુબી કુદરતની જાયેજ હતી
સંતોષ સબુરી ને ધીરજ પુરતી.

ઇજત ને કીંમત સમજી વખત ક્હાડતાં
સાસુ ને વહુ બેઉ સમજીને રહેતાં.
દુઃખ ને સંકટો હીમ્મતથી ખમતાં
શાહનામા વાંચી ને સંતોષ ધરતાં.

જેણે સુખના સાગરો છે જોયલા ખરા
તે દુઃખનાં ડુંગરોથી ન બીહતાં જરા.
સોનાની થાલે જે જમેલાં હતાં
તે માટીના વાસણમાં હાથે રાંધતાં.

---

પણ એમ કહેતાં જે આપણા પવીત્ર ધર્મમાં આપણી ગુજાસ ઉપરાંત કરવું નહી જે અગતની ચીજ કે ફ્લ, ફુલ, પાણી, દુધ અને દરૂન જે શ્રીમત કે ગરીબ બંન્ને મેલ્લી શકે તેઃપણ એટલી ચીજ નહી મેલવી શકાય તો દરૂન સાથ ખજુરની પેસી અને નહી તો આમલીની કટકી પણ આપણાં પવીત્ર ખરા અંતકરણથી આપણા અશો ન્યાયગાનોના ફ્રેગેહરોની યાદમાં ધરી હોય તો તે પણ તેઓને પુગી શકે છે એટલુજ નહીં પણ વડવાઓની કહેતી મુજબ સાચ્ચી મનશનીથી યાદ કરો તે તમારા પાક અશો ફ્રેરોહરો કાંટાની વાડમાં પણ આવીને તે રૂહ ખુશનુદી બખશે છે. એ બાઇને મોગલાઇનુ લવાજમ તથા પાછલથી નામદાર બ્રિટીશ સરકાર તરફનું પેનશન મલેલું જે સઘલી વીગતો આપણે વાંચી ગયાં છઇએ. વલી બહાદુરનાંજ ધણીયાણી દાખલ એવો ઘણા હીમતવાન બાનું હતા જોકે મુગલઇ રેવાજથી ઝનાનામાં વસવાટ રહેતો પણ કોટવાલના આખા ઘેરનો સઘલો વહીવટ ભારે તકેદારી સાથે પોતેજ બજાવતાં તેમજ બચાવને ખાતર ગોયા મહેલનાં સણગારમાં કે ઉંઘવાનાં બીછાનામાં તલવાર ને બંદુક જેવા હથીઆરો પડી રહેતાં એવોને યુનાની હકીમાનું સારૂં જ્ઞાન હતું.

આપણે ઇચ્છીશું કે પરવરદેગાર તે અશોબાઈનાં આત્માને બેહસ્તની રોશની અને સ્વર્ગની શાંતી આપજો.
ધ. બ. વા.

શું પડી હશે આફત શું પડયો હશે કોપ,
કેમ ખમીયો હશે તે વેલા વિપતીનો કોટ.
દુખના અધ્યામને પણ સુખ સમજતાં
દુખી છે પોતે એમ નહી કોઇને કહેતાં.
ઉમરાવી બાઇના ઉમદા વીચાર
ખોદાની કુદરતપર તાબે થનાર.
કુદરતપર ધરાવે તું વિશવાસ અતી
જો તહારામાં હોય ખમવાની શકિત.
નાં ઘભરા તું ઇનસાન દે માલીક પર ધ્યાન
તે પરવરજ કરસે તહારી મુશકેલી આસાન.
પરવર તું ધારે તો પેહરાવે તાજ
વળી સરપરથી ઉતારે તો પલકમાજ.
મહાતાબી રોશનીપર ગતીમાં ગ્રહણ
પરમાત્માંજ ટાલે પલકમાં વઘંન

તે દુખીયારી બાઇની કહાંણી શું કહુ
લખું વડવાંઓથી સાંભલેલી હેકાયત સહું.
આ ધરતીપરનાં દુ:ખસુખનું વર્ણન આપું
કે ધીરજ ધરવા ઇનસાંનને તે છે પુરતું.
હુતા તે બાઇના પોતાના સખુંન,
“મારા જેવું સુખ અને દુ:ખ બી જમુન.”
જે બાદશાહી ધણીને રડવા જતી
તો તુર્ત એકપુરા બેટાની યાદ થતી.

જ્યારે અધરાત પુરી કરી મધરાત પડતી
ત્યારે બાઇ પોતે માહેતમની ફાક રડતી.
મધરાતે નીંદમાં સરવે પાંમે શાંતી
દોસીબાઇને દુ:ખ નહી જાણવા દેતી.
દીવસે છે નહી જાણે રાતની ગતી
તેનું દુ:ખ સાંભલવાની છે અચરતી.
કંઇ વરસોવેર ચાલી છે એવી મતી
સુખી તેટલાં દુખી અશો બાઇની ગતી.

રહ્યાસહ ગઈ સઘલી નથી તેનો ગમ
તેવો પાસ છે સંતોષ સબુરીનુ ધન.
સઘળા રસાલાને રૂખસદથી બંધ
ગણત્રીનાં નોકર ખેરખાહ બે જણ.
બે દાસી બે હુમાલ છે તેણીની પાસ
બોદ્દા સીવા સાથી નથી આસપાસ.

## ખુદરતની મદદ.

એવામાં બને છે એક એવો બનાવ,
કુદરત કહે છે તે ઈનસાંનને જણાવ.
જેને ધીરવજથી હોકમને તાબે થઇને
માંહરા કીધેલાં ઉપર સંતોષ ધરીને
જેની જોઇને કીધી છે મેં પૂરતી તપાસ
ને મારા તરફથી મોકલાઉં છું ફરેસ્તો ખાસ.
બને છે એક દીવસ એતેફાક એવો
આવે છે તેવોને બારે ફરેસતાઈ રૂપ જેવો.
૧૮૬૦ નાં ઈસવી સને સાલ
દરવાંનને પૂછે છે કે કોણ રહે છે હાલ.
બન્ને બાઇઓનાં નાંમ તેને કહે છે હુમાલ
તો પેગામ પુગાડ કે તમોને મલવા માંગુ તતકાલ.
હુતા તે ફરેસ્તા કલેકટર બેલાસીસ
આગલ થઈ ગયેલા કલેકટરના મદદનીસ.
ખબર કાઢી અરદેશરના વારસોની
ઘેર બેઠાં આવીને દીલસોજીની.
બન્ને બાઇઓ પગે પડી રડીયા ઘણા
આ હાલત ગુજાર્યે છઇયે દીનરાત તણા.
બેલાસીસ જોઇને અજબ થયા ઘણાં
શું તારણ કરવાને નીકલ્યા નહી કોઈ જણાં?
હું ત્રણ વાર આ વાડીથી પાછો ગયો
ફરીથીની તપાસે ચોથીવાર આવ્યો.

દીલાસાને ધીરજો આપી ઘણી
ભલા અમલદારે બતાવી લાગણી.
દુઃખનુ તારણ કરવા આવ્યો છું હું
સરકાર ને અરજી કરી જાહેર કરૂં છું હું.

## મોગલાઇ સાથે પેનશન.[૨]

તા. ૧૮ સપટેંબર ને ૧૮૬૦,
સેક્રેટરી એનડરસનની સહીની સાથ,
નાંમદાર સરકાર પર અરજીઓ જાય,
પીરોજશાહ અરદેશરની વફાદારી લખાય.

સુરતથી રવાના થઈ છે અરજી તતકાર,
મોકલાવી છે હીંદુસ્તાંનની મહેરબાન સરકાર.
જવાબ વાલીયો મુંબઇ સરકારે ઝડપ,
કે આપો બેઉ બાઇઓને પેનશન તરત.

બેલાસીસ કલેકટરની મહેનતે થાય,
સાસુ ને વહુના પેનશન બંધાય.
૧૮૬૧ માં કાયદા કહારીયા.
"સ્પેશીયલ રીવાર્ડ" પેનશન બંધાવીયાં.

---

૨ આ હકો ઘણા અસલ વખતના છે. જ્યારે બીજી સઘલી મીલકતો બીજાઓના હાથમાં જતી રહેતી હતી, ત્યારે મુગલાઈ સરકારના હાથમાં રહેતા હતા. પ્હેલાં તો એ હકો સુરતનાં નવાબ સાહેબનાં બાપદાદાઓના હાથમાં રહેતા હતા કે જેઓના કુટુંબીઓ મોહમેદન કાયદા પ્રમાણે સુરતના નવાબ સાહેબોના વંશપરંપરા પેમાસવર હતા. હાલમાં એ હકો ફકત ખરીદનારો તથા ગીરવી લેનારનાં હાથમાં રહે છે. આ હકો મ્હાલ લોકનાં ચોથઈ હકોથી બીલકુલ જુદા છે અને એ હકો ગામડાઓનાં રહીસો પાસે લગભગ ઈ. સ. ૧૮૪૨ વેર જુદાજ લેવામાં આવતા હતા. તે વખતે રેવેન્યુ ખાતાની સરકાર એ હકો વાંધા ભરેલા ગનીને બંધ કીનેલા હતા અને તે દીવસથી સરકારી તીજોરીમાંથી પૈસા આપવાનું શરૂ કીધું હતું.

આ હકો સુરત કલેકટોરેટમાં જોવામાં આવે છે. [ રોબર્ટસન પાનુ ૪૬ ]

વલી મોગલાઇનું લવાજમ આપતુ કર્યું,[૩]
હૈયાતી સુધીનું તે મલતું રહયું.
એ રીતે નાકુલે છે દીન એક પછી એક
તે ભેદ ભરેલા શાહેબની કરામત અનેક.
ભુખીયો ઉઠારે પણ સુવારતો નથી,
કુલ જેહાંનની ફીકર શું તેણે નથી?

## સખી: શેઠ રૂસતમજી જમસેદજી જીજીભાઇ.

શાલ ૧૮૬૨ માં સુરત અંદર,
ગણાયો સખાવતનો શાહ સોદાગર.
મુંબઈ બેટથી કાફલો રવાને થયો,
સુરત શાહેરે જઇને ઠર તે પડીયો.
તે કાફલામાં છે એક શેઠયો ધનવાન,
છુપો સખાવતનો વીરલો છે બલવાન.
જનુ નામ જોતાં બોલું કે સદહજાર આફ્રીન,
તેનુ કામ જોતાં લખું કે બન્ને જહાંનમાં દસ્તગીર.

---

૩ જહાંગીરશાહના મરણ પછી નામદ.ર સરકારે એમના બાપ મરહુમ ખાન સાહેબ અરદેશર બહાદુરની કીમતી નોકરીઓ ધ્યાનમાં લઇ ઇ. સ. ૧૮૬૦થી તે મરનારના વીધવા બાઈ આવાબાઇ તે સુરતવાલા મરહુમ શેઠ હોરમસજી ભીમજી મોદીના દીકરીને દર માસે રૂા. ૫૦) તથા જહાંગીરશાહના વીધવા બાઈ ડોસીબાઇ તે મરહુમ શેઠ એદલજી હીરજી વાડીઆનાં બેટીને દર માસે રૂા ૨૫)નું પેનશન તેમજ બંન્નેને મલી દર માસે રૂ, ૫૦)નું મોગલાઇ લવાજમ તેમની હૈયાતી સુધી કરી આપ્યું હતું એ પછી તે સઘલી રકમો મેલવી દઇ ઈ. સ. ૧૮૬૬થી બંને બાઇઓની હૈયાતી સુધી રૂા. ૧૨૫)નું માસીક લવાજમ આપતુ કીધુ હતું ત્યારબાદ ઇ. સ. ૧૮૭૫માં મોગલાઇ લવાજમના દર માસે રૂા. ૫૦)ને બદલે એકદમ રૂા. ૧૨૦૦૦)નો ઉંચકો આપી તે બંધ કીધુ તથા માંડવીના રાજાએ મરહુમ શેઠ ફીરોજશાહને આપેલા કમલાપોર ગામપણ સરકારે ખાલસા કરી તેના બદલ.માં દર શાલ રૂા ૧૦૦૦) આપતા કરવાથી છેલ્લા બાઇ ડોશીબાઇને હાલ દર શાલ રૂા. ૧૯૦૦)નુ પેનશન મલતું કર્યું. ૫- ૩—૧૮૫૯. પા૦ પ્ર

રૂસ્તમજી જમશેદજી નાંમ જગ આશકાર,
પહેલા સર જમશેદજીનો તે બેટો નાંમવાર.
તેનું ચરીત્ર લખવાને નથી આ જગ્યા,
પણ સંબંધ સમજીને છે ફરજ બજાવવા.
પારસીનો હાતમ ખરોજ તે કહેવાય,
જેની સખાવતની બાબદમાં ન મલતો કોઈ થાય.

સુરત સહેરમાં કીધાં અનેક સદ કાંમ
પારસીઓને દીધાં અનેક તરેહ દાંન.
જે ચઢતી ને પડતીના માણસ હતાં
તેને માંન આપી ઘેરે મલવા જતા.
કહે છે જે જવું છે મારે કોટવાલની વારી
આવાબાઇ દોસીબાઇની કરવી ખાતરદારી.
આવી મલીને ગયા તે શેઠ
ત્યારબાદ હમાલ આવીને કહેછ
ગાંમના તુમારનું કંઇ પાકીટ સમજે
બેઠકમાં છુપાવેલુ તેને હાથ લાગે
બાઈ જોઇને વીચારે કે પાકીટ સાંનુ
ઉખેડી જોતાં તેમાં નાદીર નજરાંનુ
ઇજતની કીંમત કેહવી કરતા,
ખાંનદાની જોઇને કેમ વરતતા.
નથી જાનતો આપનાર કે લેનાર તે,
જેનું નાંમ છે છૂપી સખાવત તે એ.

માંગીયા વગરનું આપેલું દાન.
તે નરને ગણવો દાદગર સમાંન.
આપેલું દીધેલું નથી રેહેતું કાંઈ,
હાતમની દોલત પણ ગઈ છે ઘસડાઇ.
સખીનો સોદાગર આલમમાં પંકાઇ
જેની દોલતનાં ડુંગર ન રહ્યા થરીથાંમ થાઇ
પણ જે દાતારના ડહાપનની જણાવી દાનાંઇ
કે તે જેવા અમલદારે ખોહી પાછલથી તવાનાઈ.

સખીનો જે શાહ હાતમ જેવો મહા.
કીરતારની કરામત આગલ થયો તમાહ.
જે બાઇએ ભોગવેલું બાદશાહી રાજ.
તે બાઇ બીચારી પાછલથી થઇ ગઈ તારાજ.
ગઈ રહાસદ લુટાઈ પણ ધરમને તો ચાહી,
વાડીમાં રવાનોની કીયાઓ કાંઇ.
છે સદીથી ચાલુ તે આખર વેર રખાઈ,
હાથે ને જાતે પણ છોડી તો નાહી.
દોસીબાઈ ને માટે છે કાલજી અતી,
હવે તહારા સીવા કોન પર રહી મારી ગતી.
અકકલ હુશીયારીથી બાહોશ ગણાંતા
પાક મહઝબી ફરમાંન ને તાબે થતાં,
એવાં તેને ગુજારીયાં છે વરસ દસ,
આખર તો કજા નથી છોરતી બસ.
૧૮૭૧ નાં સાલ ઇસવી,
બાઈ આવાંબાઈ થયાં બેહસ્તી.
અશોને અશોઇ જેવાં હતાં તે નાર,
ગયાં બહેસ્તને દરવાજે થયાં પુલગુજાર.
સુખી તેટલી દુ:ખી તે નેક ખસલત બાઈ
દુ:ખ સુખનો મુકાબલો નથી તેનાં જેવો કાંઈ.



# શેઠ શોરાબજી એદલજી હીરજી વાડીઆ

| જનમ— | મરણ— |
| --- | --- |
| ઈ. સ. ૧૮૩૬. | રોજ અરદીબેસ્ત માહ આવાં |
| | શે. ય. ઝ. ૧૨૬૩ તા. ૧૬ એપ્રેલ ૧૮૯૪ |

ભાઈપર આસા બાંધી જીંદગી કહારી,
દોસીબાઈએ વારસને આપી અખત્યારી.
પણ જીંદગીએ નહીં કીધી વફાદારી,
તે ભાઈને પણ મહોતે કીધા અગાડી.
નમનતાઈથી અસીલને અસરાફ કહેવાય
શોરાબજી એદલજી હીરજી વાડીઆ થાય.
મોહટાઈ મગરૂરી નથી તેની પાસ
ગરીબ કે તવંગરને સરખો આવકાસ
સરકારી ગામ સાથ જાગીરીનાં માન
સુરતની પચાતમાં છે પ્રથમ સ્થાન
જેના વડવાઓ ખાનદાની પણ નથી વડાઈ
ખરસેદજી ફરદુનજી પારખના પીત્રાઈ ભાઈ.
વલી શહેર સુધરાઈનું કહેવાય સ્થાન
૧૮૭૮થી અપાયું એ માન
સરકાર તરફથી એવો દાખલ થયા
મ્યુનીસીપાલીટીમાં મેમબર ગણાયા[1]
સાદાઈમા સમજતા સદાનું સુખ
અને નમીનેજ વર્તવું હોય દોસ્ત કે દુષ્ટ
દુન્યાની હસ્તી પર આદમીયત જાત
જે ગણત્રીનો ગણનાર તે તો પરવરદેગાર
તું ધારે છે. શું તે કરે છે જીુદું
કલ્પનામાં આસમાન જમીનનું છેટું.

---

૧ નામદાર સરકારે સોરાબજી શેઠને બે વાર (તા. ૧—૪—૧૮૭૮ ને તા. ૧-૪-૧૮૮૦) સુરતની મ્યુનીસીપાલીટીમાં મેમબર નેમીયા હતા. અને તા. ૨૬ જુન ૧૮૯૩માં સુરત જીલ્લાના ચોર્યાસી તાલુકાની બોર્ડપર મેમબર તરીકે લીધા હતા. પા. પ્ર

ગયા મારા બાપ ફરેસ્તાઈ જગ્યા
નમનતાઈનું નુર જે બેહસ્તમાં વસીયા
શોરાબજી શેઠનું બેહસ્તી થવુંર
ગમગીની ને દુખનું શું પૂછવું.
વસીયત ને નસીયત કહયા કરે
કે ખુદરતની અજલ આગલ પાછો કોન ફરે.
હે સરજતના સાહેબ તહારૂંજ બસ નામ
તે સીવાય જગતમાં સર્વ ખોટું તમામ.
હુજારોના સૈકા અને લાખો મહીના
ગયા અને જશે પણ બસ રહેશે તહારો મહીમા.
કરીમે કારસાજ તહારૂ લખાણ
લખતી વખત ભુલુ છું દુખ તમામ.

---

૨ મરહુમનું વાડીઆ (સુરતનાં) કુટુંબ મુંબાઇના વાડીઆ ખાનદાનથી અલગ છે. એવનના બપાવા સોરાબજી બરજોરજી વાડીઆ (મરણ ૩—૮—૧૮૨૫ પા. પ્ર.) સુરત મધ્યે વાહણ બાંધવાનુ તથા તેહની મરામત કરવાનું કામ કરતા હોવાથી વાડીઆ તરીકે ઓળખાતા હતા. પરંતું એવનના બાવા એદલજી તથા એવનના વડાભાઈ રૂસતમજી ઓહદા પાયાપર રૂના ચરખાઓ તેમજ રૂનો વેપાર ને આડતો ઉપરાંત વહાણ બાંધવાનું કામ બજાવતા હતાં તેઓના હાથ દસ્કતની સહી હમો પાસે સદીની સહાદતમાં મલી છે કે જે લેકસકલોસી અરજીમાં બીજા શેઠીઆઓ જોડે લખાયેલી છે. વલી "સર જમશેદજી જીજીભાઇ સુરત ચેરીટી ફંડ" ના "મેનેજરો"માં પણ એવનનું નામ અવારનવાર જોવામાં આવે છે એવને જીંદગી સુધી સુરતની પારસી પંચાયતની બોર્ડમાં આગેવાન ભાગ લીધો હતો, તેમજ પોતાના મીલનસાર સ્વભાવને રૂએ કંઇકાના લવાદ થઈ પારસી સંસારી અને હરકોઇ બીજા ઝગડાઓ ઘેરમેલે સમજાવીને પટાવત કરી આપતા હતા.

તહારૂંજ છે નામ ત્યાં આનંદ વ્યપાય
તહારૂંજ છે કામ તે નહી કેમ થાય
રોજ અરદીબેસ્ત ને માહ આવા
શહેનશાહી સાલ ૧૨૬૩માં
દાદારની હજુરમાં તે રૂહ સોંપાયુ
શેઠ શોરાબજી વાડીઆનું મરણુ નોંધાયું.
૧૮૨૨ના પીરોશાહના ગામ
જરખરીદ લીધેલાં ૧૮૭૭ મુદામ
જાગીરદારી ભોગવી વરસ સત્તર
આખેર થઇ અખ્તીયારી ૧૮૯૪ અંદર[૩]

---

એવો બહોલો લાગવગ તેમજ મીત્ર મંડળ ધરાવતા કે જેમાં નામદાર સર જમશેદજી જીજીભાઈ બીજાના વખતથી તેઓના કુટુંબીઓમાં અને નામદાર ત્રીજા બેરોનેટ (માણેકજી શેઠ) સાથની ગાઢી મીત્રાચારી આ ઉપરથી જણાસે કે મારા પીતાજીની છેલ્લી માંદગી વેલા એવો નામદાર તથા કુટુંબીઓ વગેરે આગમજથી સુરત પધારી મરહુમ શેઠ સોરાબજીના ગુજર્યા બાદ ૪ દીવસ પછી મુંબાઇ ફર્યા હતા કે જે વેલાએ દેશાવરના અને મુંબાઇનાં લોકોએ છેવટનું માન એક સાદા અને સાચ્ચા સલાહકાર શેઠીઆને આપી તે ગંભીરી ભરી મીજલસમાં એકટા મલીઆ હતા. ધ.બ.વા.

૩ "મરહુમ ખાનસાહેબ ફીરોજશાહ ધનજીશાહને સરકારે ઈ. સ ૧૮૨૨માં ઇનામમાં આપેલાં ૭ ગામો મોજે, ઘેજ, ખુડવેલ, રજવાડ, ઉંબેર, દેલાડવા અને ભાણોદરા બાઇ દોસીબાઇની અરજ ઉપરથી ઇ સ ૧૮૭૭માં ગવરનર સર રીચર્ડ ટેમપલના વખતમાં નામદાર સરકારે તેમના ભાઇ તથા વારસ શેઠ શોરાબજી એડલજી વાડીઆના નામ ઉપર આપયા હતાં કે જેની ઉપજમાંથી બે ભાગ સરકારને આપતાં એક ત્રત્યાંસ ભાગ તેમને મલે છે"

પા પ્ર.

**Late Mrs. Doshibai the widow of Mr. Jehangirshaw Ardeshir Bahadur.**



**મરહુમ બાઈ દોસીબાઇ, જાંગીરશા અરદેશર બહાદુરનાં વિધવા.**

જનમ — તા. ૧૬—૩—૧૮૪૧.

મરણ — તા. ૯—૯—૧૯૦૮.

અરદેશર કોટવાલના છેલ્લાં વારસ વહુ જેઓએ નામદાર બ્રિટીશ સરકારનું લગભગ ૫૦ વરસવેર પેનશન ભોગવ્યુ હતું.

# બાઈ દોસીબાઇ તે જહાંગીરશાહ અરદેશરનાં વિધવા.

## એડલજી હીરજી વાડીઆના બેટી.

જનમ—૧૬-૩-૧૮૪૧. મરણ—૯-૯-૧૯૦૮.

જહાંગીરશાહના વિધવા બાઈ દોસીબાઇ,[૧]
સત્તર વરસની ઉંમરમા વિધવા થાઈ.
જેનાં માવતર તરીકેનાં ગયાં આવાંબાઇ,
કોટવાલના નાંમમાં રહયાં દોસીબાઈ.
વારસ વગરની જે વિધવા નાચાર,
સંતોષ પકડી બેઠી છે એક ભાઇ પર આધાર.

---

૧ એવન "કોટવાલના દોસીબાઇ" તરીકે ઓલખાતાં હતાં. સવા વરસની ઉમરે માતાનું સુખ ખોયાથી એવોના વડા ભાભી મહેરબાઈ રૂસતમજી વાડીઆ (મ. ખરસેદજી ફરામજી પારેખના બહેન) પોતે સંતાન વગરના હોવાથી એવોને અને શોરાબજીને દીકરા દીકરી તરીકે મહોતાં કીધા હતા અને જાહોજલાલી દોસીબાઇને પરણાવ્યા હતા.

જહાંગીરશાહ ગુજરમા ત્યારે એવણ સત્તર વરસની ટુંક ઉમરતા હતા. સાત વરસની બાલ વયે પરણીને કોટવાલનાં મુગલઈ ઘરમાં આવ્મા ત્યારે આવાંબાઇ જેવા કાબેલ સાસુને હાથે દુન્યાદારીની તાલીમ મેલવી પોતાની જીંદગીમાં ચઢતી પડતીનાં અનેક અધ્યામો ભોગવી ચુકેલાં હતા અને છેલ્લી ઘડી સુધી પોતાના મહાન સસરાનુ નામ જાલવવાને ખંતી અને આતુર રહેતા. નામદાર બ્રિટીશ સરકારનું પેનશન જીંદગી વેર એવો એ પચાસ વરસ સુધી ભોગવ્યું હતું. ધણીનું છત્તર ખોહયા બાદ પોતાના એક પુરા ભાઈ મરહુમ શેઠ શોરાબજી એડલજી વાડીઆ ઉપર પોતાની સઘળી આશા બાંધીને પાછલથી જાગીરીઓનો હક ભાઇને અપાવીને સંતોષ ધરી બેઠાં હતાં પણ કીરતારની કરામત આગલ બાઈ દોસીબાઇની હૈયાતીમાજ નાપાયાદાર જીંદગીએ પોતાની વફાદારી ખોહી દેવાથી વારસ ઠેરવેલા ભાઈની જીંદગી પણ ખતમ થઇ હતી. મારા અસરાફ પીતાજી ૫૮[?] વરસની ઉમરે બેહસ્ત મુકામ પામ્યા હતા. ઈ. સ. ૧૮૭૭ના સાલમાં નામદાર સર રીચર્ડ ટેમ્પલ

હવે કોટવાલના ઘરનો સઘલો કારોબાર,
આવી પડયો એકલાં દોસીબાઇ ઉપર.
સરકારને અરજી કરે મહેરબાંની સાથ,
હવે તમોજ છો મારા માં અને બાપ.
નથી માંથે છતર કે રહયું જરનું જોમ
સરકાર વીનાં મારે માંથે છે હવે કોન.
વીચાર થઇને અરજીનો જવાબ આવે
નીરાધાર બાઇ માંટે સવાલ લાવે.
કે મુંગલાઇનાં લવાજમ દરમાસ મટાર
હાલ એકવગો ઉંચકો આપો બાર હજાર.
કમલાપોર હતું જરખરીદ ગાંમ
આપ્યું સરકારમાં ને વધરાવ્યું દામ.
કે વધારીને પેનશન આપો મુજને
ઇજત આબરૂથી રહેવા કાજને.
બદલામાં ઉમેરીયા છે સો રૂપયા દર માસ
પેનશન જીંદગી સુધી રૂા. ૧૫૮) ખાસ
દોસીબાઇની હુશીયારી અકકલ દમામ
વડવાંઓના જોએલા કિરતીના કામ.

---

ગવરનરના વખતમાં જાગીરીઓ મેલવવા બાદ પાછલથી અરદેશરજીનાં લેણદારો ઉભા થવાથી તેમજ કેટલીક લડતોનાં ખરચમાં અને તે ઉપરાંત વહેવારૂ મોટો ખરચ જોતાં જાગીરીઓ એક પછી એક દબાણમા આવી જતા કરજ વધી ગયું જ્યારે બારીક સમો જોઈ બાઈ દોસીબાઇએ નામદાર બ્રિટીશ સરકારની મદદ માંગી જાગીરીઓ બચાવવાને માટે અરજ કરવી પડી હતી, જેમાં ઇ. સ. ૧૯૦૫ના સાલમાં નામદાર સરકારે "કોર્ટ ઓફ વોર્ડસ"નો નવો કાયદો સુરતમાં કહાડી એ જાગીરીઓ પોતાના સ્વાધીનમાં રાખી બચાવવાને માટે ઘણી મ્હેનતથી સાહુકારોને સમજુતી પર લાવવા માંડયા હતા પણ તેટલાં કમનશીએ બાઈ સાહેબ દોસીબાઈ ઇ. સ. ૧૯૦૮માં ગુજર પામ્યાથી માસમાં નામદાર સરકારે પાછી આપી દેવાથી પાછળથી એ જાગીરીઓ હરાજ થઇ વેચાઇ ગઇ હતી. ધ. બ. વા.

લક્ષ્મીએ પક્કા, સ્વભાવે સાદા,
મોભાદાર બાઈ, મીજાજે દ્હાડાં.
જેને માટે દરેકજન કહેતા'તા એમ,
કે બાઇ નથી પણ ભાઇની અકકલ છે જેમ.
સરકારી રજવાડી લડત લડતાં
નહી આવે છેડો પણ હીંમત નહી હારતાં.
એ રીતે મંડીયાં ને મચીયાં રહેતાં
ગવરનરો કાઉનસીલરોથી માન સહેતાં.
જેવોની સલાહ લેવા લોક રાજી થતાં
સરકાર દરબારમાં ઈજત મેલવતાં.
કહે કે જીંદગી છે ત્યાં વેર જેહમત કરીશ
કોટવાલનુ નામ નહી જવા દઇશ.'[૨]

## જાગીરીનો હક.

૧૮૭૭ માં પોતાની આસ,
વારસ ઠેરવે પોતાના ભાઇને ખાસ
સરકારમાં કરે છે અરજી એક
સર રીચર્ડ ટેંમપલ ગવરનર નેક,
કે ૧૮૨૨માં હતાં આપેલાં છ ગામ
નામદાર બ્રિટીશ સરકારે આમ
માંગનારની જપતીમાં પડેલાં તે ગામ
ખરીદવાનો હક પહેલે આપો તમાંમ.
સરકાર સાથે બંદોબસ્તી થરી
જપતીમાંથી બાઇએ કીધાં ખરીદ.

૨ દોસીબાઈનું વેશવાલ મુગલાઇ ઘેરમાં થયાથી જ્યારે પણ કંઈ નાની મોટી અવસર પડતી તો તે વેળાએ પોતાકા બાપીકા ઘેરમાં અરદેશરજીના ઘેરની મુગલઇ ઢપે, હાથી કે પાલખીમાં સરઘસ રૂપે ઢોલ તાસા સાથે જવું થતું. પણ એવોના પીતાજી મ૦ શેઠ એડલજી વાડીઆ પોતાની દીકરીને પારસી રેવાજથી જુદી પ્રકૃતી જોઈ બહુજ સરમાતા. જે તે વેલાનો રમુજી દાખલો હોવાથી સેહેજ ટપકાવ્યો છે ધ. બ વા.

મારો વારસ ઠેરવું છું આજ
સોંપુ છું જાગીરી તેવોને ખાસ.
સરકાર ઠેરવે વારસ ગની
નામપર ચઢાવે જાગીરી ગામની.
એ રીતે ૧૮૭૭ના સાલ,
છ ગામ મેલવ્યા સરકાર બહાલ.
સર રીચર્ડ ટેમપલે ઠરાવ કર્યો
જાગીરીનો હક ભાઇને સોંપીયો.
ભાઈપર છે બહેનની રીહાગીરી
દીકરાથી આ લે બજાવી ભારી.

## એલેકઝાંડર રોજર્સ.

હતા તે વખતે રોજર્સ એલેકઝાંડર,
ગવરનરની બેઠકમાં થયેલા કાઉનસીલર
ભોગવ્યું છે તેને થોડો વખત ગવરનરી પદ
અસલ ખાનદાનને પીછાનનાર શખ્સ.
જેવોને દાઝ હતી "કોટવાલની"
મુરબ્બીગીરી કીધી હદ વગરની.
ભાઈ બહેનને અપાવ્યા હક ઇલાકા
થયા તેઓ બાઇના ખરા ખેરખ્વાહ
અતી કદરદાન એ રોજર્સ સાહેબ
સરકારને લખાણ કરી કીધાં માહેત
બહાદુરોની સત્તર જાગીરોમાંથી
અપાવી છે છ ભારે જેહમતોથી.
રેહમ અને લાગણીથી કીધી કદર
એ તે મુરબ્બી સહરાગત વગર.
પડતીના વખતમાં થયા સંગાત
દેખાડયો ઉંચ ઝવારા યુરોપીઆનની જાત.
પાણી ને પવન પેઠે વખત જાયે છે વહી
દીન એક પછી એક એવાં ૧૪ વરસ જઇ.
આગલા વખતમાં જોએલા દમાંમ
રહાસદની લડતોમાં ખરચાયાં દામ.

સાહુકારી તેહસીલે હાથમાંથી ગામ
અરજી કરી સરકારને બચાવવાની હામ.
૧૯૦૫ ના છે સાલ ઇસવી સન
સરકારે કહાર્યો કાયદો તે દન
કોર્ટ ઓફ વોર્ડસમાં ગામ આપ્યા
સરકારે પોતાપાસ વરસ ચાર રાખ્યા.
પાછલથી પેનશન પર રહયો આધાર
હરાજ થઇ જાગીરીઓ માંગનાર ને બાર.
તા. ૯ મી સપટેંબરને ૧૯૦૮ ને વાર
નમતા પહોરની સાંહજે સવાચાર
કદમી યજદેજરદી બારસો ઇકોતેરનો દીન
રોજ આસમાન યજદ ને માહ ફરવરદીન
સવસ્તી શ્રી સંવત ૧૯૬૪ એ
ભાદરવા સુદ પુનેમ ને વાર બુધે
બહાદુર કોટવાલની કિરતીનુ નામ
રહેલું એક વહુથી તે પણ તમામ.
કોટવાલના દોસીબાઈ હંમેશને મુકામ૩
બહાદુરોનાં રવાન સાથે પામીયાં ગરોથમાન.

---

૩ "બાઈ દોશીબાઇ તે મરહુમ શેઠ જેહાંગીરશાહ અરદેશર કોટવાલના વીધવા ૬૮ વરસની વયે ગએથા ૨ જાને દીને સુરત ખાતે મરણ પામ્યા હતાં. મરહુમના માનવંતા સસરા મરહુમ શેઠ અરદેશર ધનજીશા બાહાદુર કોટવાલે બજાવેલી શાહી નોકરીની પીજાનમાં એવણુને પેનશન મલતું હતું. સને ૧૮૬૦ માં સુરતના કલેકટર એલાસીસે મરહુમ શેઠ અરદેશરના વીધવા બાઈ આવાબાઇ તથા દોશીબાઇની મુલાકાત લઇ એવોની હાલત વીષે નામદાર સરકારને લખવાથી સને ૧૮૬૧ના જાનેવારી મહીનાથી એ બંને બાઇઓને રૂા. ૧૨૫નું પેનશન આપવાનું ચાલુ કરવામાં આવ્યું હતુ. તે પછી બાઈ આવાબાઈ ૧૮૭૦માં મરણ પામવાથી એ બધુ પેનશન પોતાને આપવા અને તેમાં વધારો કરવા બાઇ દોશીબાઇએ કરેલી અરજીથી નામદાર સરકારે બાઇ દોશીબાઇની હયાતી સુધી દર વરસે રૂા. ૧૯૦૦નું પેનશન આપવાનું નક્કી કીધું હતું જે મુજબ મરહુમ બાઈ દોશીબાઇ ને દર માસે રૂા. ૧૫૮ પોલીટીકલ પેનશન મલતું હતું. મરહુમ બાઈ બાહેસ ઉદાર અને ખબરદાર હતા." (ઝોરાસ્ત્રીઅન ડેરે-ડર સં. ૧૨૭૭)

બહાદુરના રહેઠાણની ધરતી ન્યારી,
કહેવાતી એક વેલા — 'કોટવાલની વારી'[૪]
જ્યાં નિરાધારના ઇનસાફ થતા જારી,
ત્યાં મલતીઓ રાજવંશી કચેરી સારી.
ફુલ દમામી ત્યાં થઈ ગઇ ખલાસ,
ફુલ કરમાંતા જ્યાં રહી ગયો વાસ.
જેને જોએલી છે રોશની આફતાબીની
નથી તેણે મનથી કંઇ — ગીરફતારીબી.
ચાલીયું જાયે સમુદ્રમાં વહાણનું સુકાન
નિહાલ્યુ જાયે પૃથ્વીપર દુઃખસુખ મકાન.
દુન્યામાં જર વીનાં આદમીયતનું માન
તે:કોણ છે અને કોણ નહી તેનુ નથી રહેતું ભાન.
બહાદુરોની કિરતીનાં લખશ લખાણ
કંઇ વર્ષોની મારી ધારેલી મુરાદ તમામ
હોય ભુલચુક લખાણમાં તો ચાહું છું મારી
વાંચનાર તું ખુદરતનો ખેલ પિછાની
વીચાર કરજે મન સાથે હોય મહાજ્ઞાની
તો આ જગતના રચનારની ખુબી ન્યારી
ફકત અરજ કરૂં છું સર્વને એક માહરી
કે નમજો તે પરવર.સાથ હોય અશોનરનારી.
તેજ શાહેબના નામ સાથે કલમ ને ખત
અવ્વલથી આખેર કીધી તવારિખ સમાપ્ત.

---

૪ આ કોટવાલની દેવડીની રોનક જુદી હતી. મુગલઇ ઢપની બુલંદ દરવાજા ઉંચી સીઢીપરમી ચોકીથી ઘેરમાં દાખલ થવાતું. હાલ લેડી.વીલીંગડન આશ્રમ સ્થાન તરીકે ઓલખાતી વાડી ઇ. સ. ૧૯૦૮ માં મારાં ફુઈજી બાઇ દોસીબાઈ ગુજર પાંમવા બાદ અમોએ યાદદાસ્ત દાખલ, વેચાંણ ખતથી લઇને રાખી હતી. પણ ત્યારબાદ તા. ૨૭-૪-૧૯૧૪ ને દીને, હીન્દુ અસકતાશ્રમને માટે બંધ બેસ્તી લાગીઆથી તે વેલાનાં સુરતનાં મેહેરબાન સેશન્સ જડજ મી૦ એમ. અડવાણીનાં આગ્રહથી ધરમાદા ખાતામાં વેચાતી આપી દેવાને ફરજ પાડવામાં આવી હતી. એ મકાનને તે વેળાના કાર્યવહાકોને "કોટવાલની વાડી" તરીકે નામ રાખવા મે આગ્રહ કર્યો હતો. ધ. બ. વા.

## છપ્પય (બૈતાલ)

સર સર હંસ ન હોત,
બાજ ગજ રાજ ન દર દર.
તરૂ તરૂ સુફળ ન હોત,
નારી પતીવ્રતા ન ઘર ઘર.
ફણિ ફણિ મણી ન હોત,
મલય ચંદન નહીં બન બન.
તન તન સુમતી ન હોત,
મોતીજલબીંદુ નહી ઘનઘન.
ત્યાં રણ રણ સુર ન હોત,
સબ જન હોત ન ભક્ત હર.
બૈતાલ કહે વિક્રમ સુનો,
સબ ન હોત ઉદાર નર.

(બૈતાલ કવી.)

### અર્થ.

દરેક સરોવરને કીનારે હંસ હોતા નથી
હાથીની અંબાડીને ઘોડાના સહાજ દરેક ઘેરોમાં ઝુલતા નથી
સઘલા ખેતરોમાં સારા ફળ ઉગતા નથી
તેમ પતીવ્રતા સ્ત્રી કંઇ સરવેનાજ ઘેરમાં હોતી નથી
દરેક સાંપમાંથી મણી મલી શકતી નથી
દરેક જંગલમાં સુખદનાં ઝાડ ઉગતાં નથી
આદમીયતમાં સઘલા માણુસોજ અકકલમંદ હોય નહી
તેમ દરેક મહાસાગરોમાં મોતી પાકતા નથી
રણસંગ્રામમાં સઘલાજ સુરવીરો નહી હોય
અને પરમેશ્વરના સાચ્ચા ભગત સઘલા કહાંથી હોય
તથી "બૈતાલ" કવી વિક્રમ રાજાને કહી સંભળાવે છે કે—
દરેક પુરૂષો ઉદાર પ્રકૃતિના તો નજ હોય.

# અરદેશર કોટવાળનાં કામની નોંધ
## તથા
## કેટલાક દાખલાઓ.



"સુરતમાં અરદેશરે ચોરો સાંમે ચાકરી બજાવીને પોતાનું નાંમ પ્રખીઆત કરૂં અને તે ચાકરી કરવાને બીજા અંગ્રેજી અમલદારોએ ઘણા ફેરા કોશેશ કરી હતી. પન તેમના આગળ ફાવ્યા નહીં હતા. એ કાંમ બજાવવામાં રાજદવારી ખટપટવાલો, દુન્યાદાંનેસ્ત, અને લડવૈયો, એ ત્રણુદો ગુણુ સંમપુરણુ જોઇતા હતા અને એવા ત્રણુદો ગુણુ એક માણુસમાં હોય તેવા એક અરદેસર હતા. નરમદા અને મહીના કીનારાનાં મુલકો અને નવસારીથી તે અમદાવાદ સુંધીનો સઘલો મુલક તીરકાંમઠાંવાલા ભીલોથી અને તલવારીઆ બાહાદુરોથી લુટાતો હતો. પીંડારી લોક કે જે વેલેસ્લીના લશકરથી વીખરાઇ ગયા હતા અને બાકીના રહી ગયા હતા તે આ હતા. તેઓની નાંહાની નાંહની ટોલી બની હતી. અને તેના જુદા જુદા સરદારો પન હતા. તે લોકો એકદમ કોઇ શહેરમાં જઇને પઇસાદારને લુટી લેતા હતા, અને ગરીબને પન દુખ દેતા હતા. એટલુંજ નહીં પન તેઓ નાંહનાં નાંહનાં વહાંણોમાં ખંભાતથી દમણુ સુધી મુસાફરી કરતા, અને દરીઆમાં લોકોને અને માલને લુટી લેતા હતા. તે વખતે સુરત તે તરફના કોશટા ઉપર પઇશાથી ભરપુર શહેર ગણાંતુ હતું તેથી સુરત શહેરમાંતો તેમજ તેની આસપાસ દરીઆમાં તેમનું ધારૂં હમેશાં પરતું. તેથી એવું નીપજીયું કે જેમનો વેપાર ચાલતો તે મોટા વેપારી ને બીજા તવંગર રહેવાસીઓ તે લુટારાનાં સરદારો સાથે ભાઇબંધી કરીને તેમને વરસ દીવસે અમુક પાળ આપતા.એવી ભાઇબંધી ઉપરથી તેવા વેપારી અને રહેવાસીઓનો માલ ને જીદગાની સહીસલામત રહેતી. તે લોકની દરીઆ કીનારા ઉપરની ધાસ્તી કાઢી નાંખવાને દરીઆઈ સરદાર "વોટસને" ઘણીજ કોસેસ કીધી ને ઘણાં વરસ પછી ઘણી બહાદુરીથી ફતેહ પામીયો હતો તેજ વખતે સુરતના કલેકટર "એનડરસને" પોતાના મુલકમાંથી એ લોકોને ધાસ્તી કાઢી નાંખવાને પ્રયતન કીધો હતો. ને ઘણીએક હીકમતો કીધી પન કાંઈ વલેઉં નહીં. રાત્રે શહેરના દરવાજા બંધ કરતા પન તે

લુટારા લોકો પોતાનાં અંગ બળ વડે ઉંધાડી કહાડતા, નહીં તો તેની ઉપરથી કુદાવી આવતા. તેમાં એકાદ ટોલી મજુર અથવા ફેરીઆ તરીકે દીવસે શહેરની બજારમાં ફરતી, કે રાંડીરાંડના ઘરમાં પહરોણા તરીકે ઉતરતી. ને મધરાતે તેમનો ટોલીનો સરદાર બહાર આવવા શીસોલી વગાડે કે કાંઇ નીશાંની કરે તો સહેંકડો તલવાર બહાર આવીને બધા ગાંમમાં ફરી વલતી. એવી રીતે કલેકટરના ઘરમાં ત્રણ કે ચાર વખત લુટારાઓ વગર આવકારે જઇ આવ્યા હતા. છેલ્લે સરવાલે આનડરશને અરદેશરને કહયું કે "કેમ શેઠ તમારીથી પન કંઇ થવાનું નહીં કે ?" આવું સાંભલીને અરદેશરને ખુબ ચઢી ગઇ અને અરદેશરે આનડરશનને કહયું કે "હાથોહાથ થઇ જાય ત્યાં ચોરોનો જીવ લેવાની કે આપવાની સત્તા આપો તો એમને ઉખેડી નાંખુ." પછે અરદેસરે આ દુખ ૭ મહીનામાં કાઢી નાંખવાનુ વચન આપીયું અરદેસર જાતે જોરાવર ને તાલીમબાજ માણસ હતા. એટલે પોતે થોડાએક તાલીમબાજ પારશી ને મુસલમાનનાં ઉપરી થઇને ગીસ્ટ ફરવાનીં ટોલીઓ ફરતી કરીને જરૂર પડે ત્યારે રીજમીટના માણસોને તે એ લાવે તારે તેમની મદદે જવ નો હુકમ લઇ રાખીયો. પન અરદેસરે કોઇ પન વખત બોલાવી નહોતી. પહેલવહેલાં તો અરદેસરે દીવસમાં ચોર લોકો કીયા ઘરમાં ને કયે ખુણે ભરાઇ રહે છે તેની તપાસ કરી જાણીં લીધાં, પછી તેમને લાંચ આપવા માડી ને આ નઠારી જાતમાનાં કેટલાક ચોરોનેજ જાસુસો નેમીયા, કે જે વખતે તેઓ ગામમાં આવવા એકઠા થાય ત્યારે ચેતાવે. છેલ્લે તેમણે એક પોલીસ ખાતુ કાઢીયું ને તેમાં દરેક શીપઇ જોરાવર ને હથીયાર વાપરી શકે તેવા રાખીઆ ને એકેકી તલવાર તથા શીસોલી આપી. એમણે ચોરોને કેવી રીતે ઠગીયા ને કઇ કઇ યુકિતઓ કામે લગાડી એ બધું લખતાં તો ઘણું લંમબાણ થઇ જાય પન એટલુંજ બસ છે કે અરદેસરનો બંદોબસ્ત પાકો થયો ને સુરતના લોક થોડી મુદતમા ઉઘાડે બારણે સુતાં હતાં. જે પ્રમાણે એમણે વચન આપોયુ હતુ તે પ્રમાણે આ બધુ કામ કાંઇ ૭ મહીનામાં થયુ નોહોતું પન જયારે બજાવ્યુ ત્યારે એવી તો અસર થઇ હતી કે અરદેશરનું નાંમ સાંભલીને લુટારાઓ થરથર કાંપતા. એ વીસેના કેટલાક દાખલા ટાંકીને આપણે વીચાર કરી જોઇએ.

એક વખત હીંદુ ને પારસી મલીને બારેક માંણસ કીમ નદી ઓલંગીને ભરૂચથી સુરત આવતા હતા. એટલી વારમાં ચારેક ગાઉને

છેટેથી તેમની પછવાડે ભીલ લોકો લાગુ પડીઆ. ભીલની ટોલી હથીયારબંધ ને ઘણી મજબુત હતી, તેથી પેલા મુસાફરો તકર દઇને સાંમે થાયે તેમ નહી હતું, તેથી ભીલને સોંપી દીધું. તેઓને ભીલોએ કહયું કે જોઇએ તો રૂ. ૧૫૦૦ રોકડ આપો, નહીતો તમાંરા પેટારાની કુંચી આપીને તે લુટવા દો. હવે પેટારાઓમાં રૂ. ૧૫૦૦) નો માલ નહીં નીકલીયો, તેથી તેઓએ કુંચી આપો દીધાથી ને કાંઇ પહેરવાના ઉચાં કપડાં ફકત નીકલીઆં તે લીધા ને ખીસા બીસા તપાસી રોકડ રૂ. ૧૩૦) નો અવેજનો માલ લીધો, હવે એ ભીલ લોકોને બરોબર લુટ નંહી મલી તેથી તેઓએ તે મુસાફરોની પાસે રૂ. ૫૦૦) ની હુંડી ભરૂચમા કોઇ પન સરાફ ઉપર લખો આપવાને કહયું. ને જ્યાં સુધી તેના નાંણા ન પતે ત્યાં સુધી તેમનાંમાથી એકાદ જણને બાનાં તરીકે પકડી જવા માંગીઓ. એ ભીલ લોકો ઘણુંખરૂં કરીને ખડીઓ ને કલમ ને કાગલ પોતાની સાથેજ રાખતા હતા તે તરત આની આપીઆ. અને તેમાંના વાણીયાને લખવાનું કહયું. કે હું લખાવું તેમ હુંડી લખ, એવુ કહીને એકાદ લીટી લખઇ .એટલામાં થોડેક દુરથી કોઇ અટકચાલો મુસાફર રસ્તામાં આવતો હશે, તે એક ઝાડની છાયામા બેઠો ને મોટેથી એકકારમી બુમ પાડી તેથી ઝાડ પર પક્ષીનુ ટોલુ બેઠેલું હશે તે બીહીને એકદમ ઉડીયું. હવે તેનો અવાજ પેલા ભીલોનો જે લોકો ભોગ થઇ પડીયા હતા તેમણે સાંભલીઆ. વલી પછવાડે ટપાલનાં બે એક સીપાઇ ટટુ પર બેસીને દોડાવતા આવતા હતા તેની પન ધુળ ઉડતી હતી, તેથી ટોલીમાંના ભીલોએ એક મોટો ધુળકોટ ઉડતો જોયો તેથી ધારીયું જે ભીલ લોકોએ બોલી ઉઠીને કહેવા લાગીઆ જે એ તો અરદેશર છડી અસવારોસાથ આવે છે એવું સાંભલતાંમાંતો તે લોક કપડાં પેરોને હુંડી લખાવવાનું એક કોરે મુકીને ચપોચપ નાંહસી ગયા.

"હવે સુરતમાં ચોરની કેથે બીહક રહી નથી ને બીજા ગામમાંથી પન તાહાં આવીને રહયા આ કીરતી આખું પરૂં જાણે છે. એ ભીલ લોકોથી નવસારીના રહીસો તો એટલા બધા કંટાલી ગયા હતા કે તેઓ તે ગાંમ છોડોને સુરતમાં રહયા હતા, ને જાહા રહયા તે પરાંનુ નામ રૂસ્તમપરૂં પાડીયું હતું એ પરૂ જોકે સહેરની બાહેર હતું તો પન ચોરોની બીલકુલ ધાસ્તી નહી હતી

ચોર લોકોમાં અરદેશરનો આવો રોબ પેઠો છે કાંઇ સહેજ સાહજ મેહનતથી નહીં હશે તેમજ કંઈ એ ધાક જલદીથી તે તરતજ નગમ પડીયા નહી હતા, ને તેમના હથથી ઘણી વખતે તે બહાદુર અરદેસર પારસીએ ઘણું જખમ ખાધા હતા અને ભીલ લોકોની તો હંમેશની ધારણું તેમને મારી નાંખવાનીજ હતી તેમની લુટ ખુચી લેવાથો ને તેમને વારનવાર હાંકી કાઢવાથી ભીલોની ટોલીઓમાંના એક ભીલ મોટા સરદારે ખુલ્લી રીતે વેર લેવાનુ નીસચય કીધું. તે સરદારનું નામ હમો ભુલી ગયા છઇએ ને હમારી પેનસીલની નોંધ ભુંસાઈ ગઇ છે. પન અલબતાં તે ઘણો સુરો ને જોરાવર નાયક હતો. ને તરવાર ધરવામાં તે ભીલની બરોબરી કરી શકે એવો કોઇ નહોતો. ને તે એવો તો તરવારીઓ હતો તેનું નસોબ એવું જોરાવર હતું જે ગામમાં તે લુટ કરવા જતો તાંહા એક દીવસ અગાઉથી સંદેસો કહેડાવતો કે ફલાણી રાત્રે લુટ કરવા આવનાંર છું, ને તેમ લુટ કરીને રાતનાં સહી સલામત પાછો ફરતો. એ ઉપરથી તેની બાહાદુરી ને તેની કીરતી માલમ પડે છે

તે ભીલના સરદારે અરદેસરને એક વખત ખબર મોકલી કે આજે રાતે તહારા ઘરમાં આવીને તહારી સાથે લડીશ. માટે હું તહારા મહેલમાં પેસું તાંહાથી મને અટકાવજે. એ ઉપરથી અરદેસરે બહુજ સાવચેતી રાખી. શહેરના દરવાજા ચોકસ રીતે બંધ કરીને રાત્રે પોતાની આગલ એવડી ચોકીપહેરા બેસાડી દીધી! આટલું બધું કરીઆ છતાં પન ભીલનો નાંયક જે પોતાના જાતભાઇઓની લાજ ને લાભ જાલવવા હાલ તૈયાર થયો હતો, તે શહેરમાં રાત્રે દાખલ થયો. શહેરમાં હીંમતથી છડે છોક ફરીઓ પન લુટ કોઈની કીધી નહીં. ને પુછતો પુછતો અરદેસરનાં સયનખાંનામાં જઇને તેનો ઢોલીઓ ખંખેલીઓ, તો જાણીયું કે બીછાના પર કોઇ નથી પન બીછાનું ગરમ છે, ને તરતજ કોઈ ઉઠીને ભાગી ગયું છે. જો કે ઘરમાં પેઠો તે વખતે તેની બાયડી છોકરાંને સુતેલાં જોઇ તેમને કાંઇપન હરકત કીધી નહીં, પન પાધરોજ સયનખાંનામાં ગયો, ફટ પરી હીચકારા- એવુ બોલીને તે મહેલમાં શોધવા નીકલીઓ, તે ઓરડામાથી ભાગી જવાનો ફકત પાએખાનાંમાંથી હતો. બાકી મહેલમાં નાયક અંદર પેસતો ગયો હતો, તેમ તેમ ઓરડે ઓરડે ભીલની ચોકીઓ મુકતો આવેલો હતો. તેથી અરદેસરને ફકત પાયખાનુંજ ચોકી વગર બાકી રહયું હતું,

ને તે ગલીચ રસ્તેથી એવો બાહાદુર માણસ ભાગે એવું ભીલના નાયકે માનીયુ નહીં. ને તેમાં નજર કરીને જોવાને એના માણસોએ કહયું તે વાત ધીકારી કાઢી. પન અરદેસરને કંઇ તાજુ જખમ તે વખતે હતું તેથી ભીલ એના ઘરમા પેઠો તેવોજ એક ટોપલીમા બેસીને પાયખાનાની ગલી વાટે ભાગી જઇને અરદેસરે જમાદારનો વેશ લઇને પોતાનાં આંગણામાં ગીસ્તની મદદ આપી પુગે ત્યાં સુધી ચોકી કરવા બેસી ગયા. નાયકને અરદેસર તો મલીયો નહીં એટલે ગાલો દઇને નાયક નીચે ઉતરીઓ ને જુવે છે, તો ઘરને બરોબર સાંકલ દીધી છે ખુનનો મારીયો પાછો ઉપર ચડડીઓ તો ત્યાંએ હવે પાછલે રસ્તેથી ચહડી આવી ઓરડે ઓરડે સાંકલ વાંસીને પારસીઓ ખોલ્લી તલવાર લેઇને તેની સાંમે દીવાનખાંના આગલ ઉભા છે, ને કેટલી ઝપાઝપી કરી પછી . છેલ્લે, અરદેસરે સમ ખાઇને માંશ આપવાનું કબુલીઉં ત્યારે તેણે પોતાની તલવાર ભોંય ઉપર નાંખી દીધી કે લાગલોજ તેને બેડીઓમાં નાંખીયો. અને તેના હાથ નીચેના માંણસોને પણ એજ રીતે પકડીને બેડીઓમાં નાંખીયા.........

"...અરદેસર પોલીસનાં મેજીસ્ત્રેટ કે અદાલતનાં નીયાયધીશ તરીકે ઘણા શખત માણસ હતા. તે તેનાં કામમાં કાંઈજ ભુલ ચાલવા દેતા નહીં હતા. તે પોતે જે ગોઠવણ કે રૂઢી કાહડી હોય તેજ માફક વરતાવતા હતા, તેમાં જરાપણ ભુલ કરે તેને સકત સજા કરતા. તેથી એમના ખાતાના માંણસો પન રીતસર આવી ગયા હતા કે અરદેસર ઓધ્ધા પરથી ગયા પછી પન ઘણાં વરસો વેર શેહરની સુધરાઇ એક યંત્ર માફક ચાલીઆ કરી હતી. એમની ચોકસાઈની ધોરણ જાનવાને માત્ર એકજ દાખલો હંઇઆં બસ છે

"અરદેશર પોતાની નવી પોલીસનાં માણસોને સાથે લઈને શેહરમાં ગીસત ફરતા. તેવામાં શેહરમાંથી સઘલી ચોરની બીહક મટી ગયા પછી કેટલાંક વરસે એક દહાડો સાંજે અરદેસર ને સુરતનાં અંગ્રેજ ન્યાયધીસ બાહાર ફરવા નીકલીઆ. એમ ફરતા ફરતાં જરાક શેહર બાહાર નીકલી ગયા. ત્યાં જડજ સાહેમે અરદેશરને કહયું કે "આ વખતે ભીલો તમારી ઉપર આવે તો તમાંરી પાસ તો બે માણસ છે તે તમે શું કરી શકો." એવું સાંભલીને અરદેશરે કાંઈ જવાબ આપીઆ વગર પાછું વારીને હજુરીઆની તરફ જોયું ને આંખની નીશાની કરી કે તેણે તરત સીસોલી વગાડીને પા કલાકમાં પચાસ માણસ એકદમ ભેગું થઇ ગયું. તે જોઇને જડજ સાહેબ ઝંખા પડી ગયા.

"અરદેશરની પોલીસની ગોઠવણુ એવી હતી કે કોઇ પન સીપાઇ ભુંગલનો અવાજ સાંભલે કે તરત તેને તે તરફ દોડવું ને દોડતાં દોડતાં પોતાની ભુંગલ વગાડતાં જવું. એ પ્રમાણે એક સીપાઇએ ભુંગલ વગાડી કે પેલા ન્યાયધીસે સવાલ પુછીયો તેને દસ મીનીટ થઇ નહીં એટલામાં કેટલાક સીપાઈ નાગી તલવાર લઈને આવી ઉભા, ને કેટલાક સાદા માંણુસો ફક્ત સોટાં લઇને આવી પુગા આ બધા લોકો અરદેશર શો હુકમ આપે છે તેની વાટ જોતા ઉભા રહયા કારણ કે હુકમ વગર કે હુકમ સીવાય તેઓને એક ડગલું ભરવાને પન સત્તા ન હોતી. જ્યારે આ બધું ન્યાયધીસે જોયું ત્યારે તેણે કોટવાલ તથા તેની ટોલીને ઘણી શાબાસી આપી હતી.

"આવાં ભારે કામ પાર પાડીઆં તે સાથે અરદેશરે બંધીખાનામાં ને જાહેર કામોમાં જેમ કે રસ્તા, ગટર, વગેરે કરવામાં પન ધીઆંન લગાડીયું હતું. રોજ બે ફેરા જેલમાં તપાસ કરવા જતા હતા.. તેમાં તેમની એવી મતલબ હતી કે જે હરામખોર લોકોને બંધીખાને નાંખીઆ હતા તે લોકોને લોખંડના બોજા સાથ ખરેખરી કસટી છે કે નહી તે જોવાને જાતા હતા. પન આવુ કરીયાથી એક વખત એમણે પોતાની જીંદગી જોખમમાં નાખી હતી. આ પ્રમાણે જાસ્તી દુઃખ પડવાના કારણોને લીધે બે ભીલ કે જેઓ ઘણા કવાયતવાલા હતા તેઓએ ખુંનસમાંને ખુંનસમાં પોતાની બેડીઓ ભાંગીનાંખી ને ભીત કુદાવી ગયા. તેઓ કાંઈ નાસી જવાને નીકલીઆ નહીં હતા, પન અરદેશર ઉપર વેર લેવાને ને તેને જાંનથી મારી નાંખવાને બહાર પડીયા હતા. તેથી તેઓ લાગલા મેદાનને રસ્તે પડીઆ ને બજારમાં સરાણીયાને ત્યાંથી બે તલવારો લઇને અરદેશરનું ઘર પુછતા ભર બજારમાં દોડીઆ. જે લોકોને પુછીયું તેઓએ જાણી બુજીને આ બંધીવાનોને ખોટો રસ્તો બતાવ્યો, તેથી ઘર સોધી કાઢવામાં ઘણી વાર લાગી. એટલામાં અરદેશરના ઘરમાં તે વાત જાણી. તે વખતે અરદેશર પોતાના ભાભીની (સલાબત પરાની વાડીમાં) ગયેલા હતા. ભીલોને ખોટુ બતાવેલુ એટલે અરદેશરનું ઘર ચુકીને પા ની સાંકડી ગલીમાં કોઇ બીજા પારસીના ઘરમાં જઇ પુગા એટલામાં શેહરમાં તો ખબર પથરઈ ગઈ કે જેલમાંથી બંધીવાનો છુટા છે. તેથી રીજમીટ એકદમ દોડી આવી. સાંકડી ગલીના એક ઘરના ઉચાંણમાં ભીલો ઉભા

એટલે તેમના હાથથી પાંચ પચીસ માંણસ ફોકટમાં મરે તાર પછીજ તેમને પકડી શકાય તેથી સમજાવી પટાવીને તેમને બાહાર આવવા કહયું. સુરતનાં જડજે પોતે માંફી આપવાની કબુલાત પોતે હાજર થઈને કહી, પન તેને સોગન ખાઇને વચન આપવા કહયું તે જડજ શાહેએ કરીયું નહી. પછવાડેથી અરદેશર આવી પુગા તેમણે તો લાગલાજ સોગંદ ખાધા ને કેદ ઠોકી કહાડીઆ......... ..

"અસલના વારામાં જયારે સુરતમાં ગામડી લશકરની છાવણી હતી ત્યારે તાબુતની વખતે શહેરમાં ઘણો જુલ્મ ને મસ્તી થતી હતી. રીજમીટનું તાબુત એક નાકાના દરવાજા બાર જતું, એટલે અઠવાના દરવાજાથી નીકલીને વરીઆવને દરવાજે બાર જઇ નદીમાં ડુબાડતા હતા. અરદેશર તાબુતની વખને વરીઆવ દરવાજા આગલ પોતાનો સીપાઈગીરીનો પોશાક પહેરી નાગી તરવાર ધરીને ઉભા રહેતાં. તાબુતની હરોલમાં મુસલમાનો તરવારના પાટા ખેલતા ચાલતા ને પાટાના હાથથી રૈયત બાપડીને દરાવતા હતા. વલી કેટલાક તો લાંબી લાકડીને બે છેડાઓએ બલતી મસાલ બાંધી તેના પાટા ખેલતા ને આગની ચીંગારી ચોમેર નાખી લોકને આગથી બીહવડાવતા ને કેટલાક લાંહીઆઓ રસ્તેના જતાં મરદ ને ઓરતને લાકડીના ગોદા મારી તેમનાં માથે જે હેલ હોય તે પાડી નાખતા હતા તાબુત સાથ રીજમીટનાં બે નાહના આફીસરો હંમેશ ઘોડેસ્વાર થઇને જતા કે તેમની દેખરેખે કરીને કાંઇ ડગો ફીસાદ ના ઉઠે, પણ ઉપર મુજબનાં મસ્તી ધીંગાણાતો તેઓ આગળ રહીને કરાવતા ને ગરીબ રૈયતને બીક ને દુખ થતું તે જોઇને રમુજ લેતા હતા. એ પ્રમાણે ત્રાસ આપતાં એક વરસ તાબુત અરદેશર ઉભા છે ત્યાં આવ્યું. લોકની ફરીયાદથી અરદેશરનું લોહી ઉકલી રહયું હતું. તેવામાં પોતાની નજર સામે મુસલમાનોને ફીસાદ કરતા આવતા જોયા અરદેશરની સાથે ફકત ૧૦—૧૨ સીપાઈ હતા તેમાંથી તેઓને વીસવાસુ માણસ હલીમજમાદાર કરીને હતો તેને કહેવા મોકલ્યો કે ફીસાદ ન કરતાં તાબુત રીતસર લઇને ચાલ્યા જાય, હલીમનો તુછકાર કરીને તેઓએ પાટા ચલાવ્યા તે અટકાવતાં એક માણસની તલવાર પકડવા જતાં હલીમે પોતાનો હાથ કાપ્યો હલીમે પાછા ફરીને અરદેશરને જણાવ્યું કે રીજમીટવાલાઓ ઉનમત છે ને માનતા નથી. તેવાજ અરદેશર તરવાર ખેંચતા તેઓની સામે ગયા ને ઝકાઝક થઇ તાબુત અટકયું,

આફીસરો પોતાના માણસો તરફથી દમ ભરાવવા લાગ્યા એટલે પછી માણસો તો વધારે ફાટયા. અરદેશરે તેમને મોહ ઉપર અપમાન આપયા ને બંન્ને હાથમાં તરવાર લઇને તાબુતના ઢુંગ વચ્ચે પડીને આદમીઓને નીખારી નાંખ્યાં એટલામાં એના જમાદારે પણ ભુંગડુ વજાડીઉં હતું તેથી અરદેશરની પુલીસનાં માણસોનો મેલાવડો વધતો ગયો ને તરવાર ખેંચીને લાલ ચોળ થઇને તેઓ પણ ઉભા ને લડાઇ ને ખુનરેજી ઉઠતાંજ વાર હતો. તેવામાં લશકરનાં કમાનડીંગ આફીસર (વડા સરદાર) ને ખબર પડી કે શહેરમાં ખુનરેજી ચાલે છે કે તે તરત ઘોડેસ્વાર થઇને દોડી આવ્યો.

'એકદમ લશકરી કવાયત પ્રમાણે હુકમ કરીને રીજમીટનાં માણસોને દરોબસ્ત હારમાં ઉભા કરીને લશકરી રીતની કુચ કરાવી લઈ ગયો. આ બનાવ પછી અરદેશરે સરકારમાં લખાણ કરીને ત્રણ વાતનો હંમેશ સુધીનો બંદોબસ્ત કરાવ્યો. તાબુતમાં રૈયતને ઘણો ત્રાસ ઉપજે છે તે કારણે રીજમીટનુ તાબુત શહેરમાં થઇને જતું બંધ કર્યું ને શહેરથી બારોબાર લઇ જવાનો ઠરાવ થયો. સુરતમા આગની ધાસતી ઘણી રહે છે ને લાકડાંને રંગના ઘરો હોવાથી તે સલગી જતાં વેળ લાગતી નથી એ કારણે તેણે મસાલનાં પાટા ખેલવાના તદન બંધ કરાવ્યા તથા તરવાર હાથમાં રાખી ફેરવતા જવા દેવાથી કોઈ વેળા ખુનરેજી થઈ જશે એવા કારણે રમવા હોય તો ફકત લાકડોના પાટા રમવાનીજ પરવાનગી આપી.

"કહે છે કે રીજમીટના સાહેબો ચીબાવળા તેથી અરદેશરે રીજમીટનુ પાણી આટલું બધુ લીધુ ને સરકારથી તેમના ઉપર પોતાનં ફાવતું કરાવ્યું તેનાં વેરમાં શહેરના કીલ્લામાં એક તોપ પડી રહેતી જે મધયાનના વખતે કાડતા ને તેથી સુરતની રૈયતને ૧૨ વાગતાનો વખત જણાતો તે તોપ ઉપાડીને પોતાની છાવણીમાં લઇ ગયા. રૈયત અરદેશર ઉપર ફરીઆદ ગઇ કે ગરીબોને અડચણ થાય છે, તારે તેમને દીલાસો આપતા કે શાંત રહેવાથી તે કામ બની શકશે. સરકારી ખાતામાં એ રીશે પોતાનો વગ લગાડીને તોપ પાછી કીલ્લામાં મુકવી તારે વળી રીજમીટના સાહેબોને નીચા પાડયા તેથી તેઓ આડકતરા થયા તોપ કીલ્લામાં મુકી તો ખરી પણ પોતાના માણસો ફોડે તે ના પાડી એટલે તોપ નકામી પડી. પરંતું અરદેશરે હવે લશકરી ખાતામાં પોતાનો વગ લગાડી સીફારસ પોંહોંચાડી તેથી અંતે રીજમીટનાજ માણસોને આવીને ફોડી જવાનું મુકરર થઉં.

"સુરતનાં છેલ્લા નવાબ સાથે ફીરોજશાહ ને અરદેશર બંને ભાઈ ઓને ઘણી દોસ્તી હતી. એક વેળા નવાબ સાહેબ પોતાના દીવાન વલ્લી મહમદ ઉપર એટલા ફ્રીઆ કે તેને પોતાના હાથે કતલ કરવાને તયાર થયા. વલ્લી મહેલમાંથી ભાગી નીકલો તારે નવાબ ને તે સાથ તેમના દસ સવાર પુઠે ચહડી નીકલા. વલ્લી ભાગો તે ફીરોજશાહનુ ઘર નજદીક આવ્યું તેમાં ગરી ગયો ને પોતાના ઉપર આવતી વીતક જણાવી ને માંહે ભરાઈ ગયો. ફીરોજશાહે તેને માળા ઉપર સંતાડીને તાલુ દઇને પોતે દરવાજા આગલ આવ્યા તેવામાં નવાબની ગીસત આવી પુગી, નવાબ પોતે ઘોડાથી ઉતરીને વલ્લીને માંગયો. ફીરોજશાહે વાત ઉડાવીને કહયુ કે "મારા ઘરમાં મારા કુટંબ સીવાય બીજું કોઇ નથી" નવાબે ઘરમાં જવા માંડીયુ તારે ફીરોજશાહ આડા પડયા તારે ચીડાઇને બોલ્યા કે "શું શેઠ તમારા ઘરમાં મને આવજા નથી કે આજ રોકે છો?" ફીરોજશાહે કહયું કે "આજ મારો ઝનાનો માંહે છે માટે જવા દેતો નથી." એ પ્રમાણે નવાબને તકરારમાં નાખી દઇને પોતાના ભાઈ અરદેશરને બોલાવવા મોકલા. અરદેશર તરત આવ્યા ને તરવાર કહાડી નવાબને સલામ કરી. નવાબની વાત સાંભલી તેમને ત્યાંથી ચાલી જઇ થંડા પાડવાને કહયું. પણ તે જોસમાં આવેલા એટલે બોલ્યા કે "સરકાર તરફથી નવાબ તરીકે તેને એ ખુન માફ છે માટે એક તો આજ કરીશ ને તે અરદેશરની પરવા વગરજ કરીશ." અરદેશરને જોસો ચહડતાં બોલ્યા "નવાબ સાહેબ! હું આપને મારો ઘણી જીવા બાપ તરીકે ગણું છું, પણ આજ તો તમે મેરબાની કરીને જાઓ નીકર તમને મોહલા વચેથી બાંધીને લઈ જઈશ, પછી ચાહે તે થાવો!" નવાબ ગુસ્સાથી બોલા "શુ? તુ તારૂં ગુમાન એટલુ બધુ લઈ જાય છે ને હીમત બતાવે છે?" અરદેસર બોલ્યા કે "હા! આ જગા ઉપર તો હું બંગાલાના લોરડ (ગવરનર જનરલ) સાહેબને પણ એક વખત પકડી કેદ કરવાની હીમ્મત કરૂં છું, પછી પછવાડેથી તેને જોઇએ તો મને સુલીએ ચહાવે." એવું બોલતાં વારજ તેમણે તરવાર લઇને નવાબના સવારો ઉપર ધસારો કરીને હઠાવયા. દરમીઆન નવાબનો ગુસ્સો તેના એક હજુરી ઠારી શકયો ને નવાબ પણ પાછા ગયા........

"........રાજપ્રકરણી કામ તરીકે એઓએ ધરમપોર ને સચીનના રાજ સાથે અંગ્રેજ સરકારની બીકત ભાંજગડો તથા સુરતના નવાબના વારશોની અનહદ તકરાર નક્કી કરી હતી, જેમાં ઘણી બારીક નજરની

જરૂર હતી. છેલ્લાં, વેલ્લાતની પારલામેંટ સુધી અરદેશરનુ નામ ગયું હતું ને ત્યાં એમના ગીત ગવાયાં હતાં.''

ઉપલા ફકરાઓ મે 'એ'ની ચોપડીમાંથી ટાંકી બતાવ્યા છે. નીચે દર્સાવેલો દાખલો જે ઘણાઓને મોઢે સમજાએલો છે તે મુખ્ય કરીને જાણુવા જોગ હોવાથી આપ્યો છે.

સુરતમાં એક વેળાએ તીર કાંમડા સાથનાં તલવારીઆ ભીલોનુ લશકર શહેરમાં ધાડ પાડી જેટલું મારફાડે લુટ ચલાવીયે તેટલી ચલાવી એવા વીચારે દાખલ થનાર હતું એ વીસે અરદેશરે ધારણા રાખેલીજ હતી જેથી સાવચેતીનો સઘલો બંદોબસ્ત આગમજથી કરી રાખ્યો હતો. દરેક ભાગોળના દરવાજાના નાયકોને ચેતવણી આપી રાખેલી હોવાથી તેવો ચોંકેલા રહેતા હતા. હવે એક દીવસે મોડી રાત્રે દરવાજા બાહેર શેહરમાં દાખલ થવાને જબરદસ્ત ઘાસની ગંજીએ સીંચેલા બળદના ગાડાઓ આવી લાગ્યાં ને નાયકને તે ગાડાવાલાઓ શેહરમાં દાખલ કરવા ઉતાવલા થયા કે હમારે તો સવારનુ પહોર ઉગવા આગમજ ગંજીઓ શહેરમાં લઈ જવી છે. નાયક હુકમ લેવા અરદેશર પાસે દોડી ગયો અરદેશર એટલું તો જાણતા હતા જે કોઇ દીવસે પણ ભીલોના એ મોટા સરદારો શહેરમાં હથીઆરો સાથે લુટ ચલાવવા પોતાની લશકરી ટોલી લઇને આવનાર તો હતા. નાયકના કહેવાથી અરદેસરને કંઇ શક ગયો અને એ ગાડાઓ શેહરમા દાખલ નહી કરતાં હું આવું ત્યાં વેર થોભી જવું કહી નાયકને તરત રવાના કીધો. પછી અરદેશર પોતાના રસાલાના માણસો સાથે લાંબી લાકડીના ભાલાઓ સાથે દરવાજે ઝડપી ઘોડાઓ પર દોડી પુગ્યા અને દરવાજે ઉંચડાવી ઘાસની ગંજીઓમાં ભાલાઓથી તપાસ લેવા માંડી અને એ ગંજીમાં છુપઇને આવેલા ભીલોના સરદારો મરણતોલ થતાં તુલીક મુગે મોહડે ગુપચુપ માર ખમીયા કર્યો અને તેમ કરતાં જ્યારે ગાડાઓમાંથી ઘાસની ગંજીઓ વેરવીખેરતાં પેલા બધે સરદારો પકડાયા ત્યારે અરદેશરે તુરતજ ત્યાંને ત્યાં ત્રણ લાકડાનાં માચડા તૈયાર કરાવી સુલીએ લટકાવી દીધા, એટલુજ નહી પણ જ્યારે તે ભીલોની બાયડીઓએ લાસ માંગી કે એ લાસની ભારોભાર તમોને સુન્નુ આપીએ પણ લાસ હમોને આપો તોપણ અરદેસરે આપી નહીં ને તે માંચડે લટકાવેલી લાસો કેટલા દીવસો સુધી કાગડા અને કુતરાઓને ખવડાવી પુરી કીધી હવે આ એકજ ઉપલો દાખલો જોતાં અરદેશરની જીંદગી પોતાની આખી ઉમર તલક કેટલી ધાસ્તીએ રહી હશે તેનો સહેજે ખ્યાલ સમજી શકાય છે.

# શદ—દરે—બેહેરે—તબ્વીલ.



નીચલો ઉતારો "શદ-દરે-બહેરે તબ્વીલ"ની કીતાબ કે જે અરદેશરને અરપણ કરવામાં આવી છે તેના લખનારના દીબાચામાંથી આપ્યો છે :

"...પણ તે સરવેથી આગમચ જે બોજોરગ વખાણવા લાયકનો આએ જમાનાનો નાંમીચો બહાદુર :શેરીઓ કે જે અરદેશીર બાબકની મીશાલની નામદારી ઉઠાવનાર અને દલેર જેહાં પહેલવાનના જેવી હીંમત તથા જવાં મરદીનો રાખનાર ઇન્સાફના કામમાં નોશીરવાન અદલનાં જેવો અને દબદબા તથા મરતબામાં કેખશરોની મીશાલનો મોહડાનાં રોશન ચેહરામાં પાદશાહ જમસેદના જેવો અને ખસલતમાં તથા નેક નઇઅતમો દારાએની મીશાલનો બખશેસનો દરીઆ રોશન એકબાલનો બોજોરગ દીલનો ગરીબોની કદરનો જાણનારો નાવારેસ એતીમનાંચારો અને મીસકીનોની દસ્તગીરીનો કરનારો અહેશાનનો ખજાનો બોલંદ એકતેદાર નામદારીનો રાખનારો સરવે જગાઓમાં વખણાએલો દાનાઇનો ચસમો અનજુમનનો સરદાર સત વચન અને રાસ્તીનો બોલનાર તવાનાઇ તથા હેશાનની બાગનુ ઝાડ અકલ તથા હોશના મગજને કહુવતનો વધારનાર મોટાં દરજ્જાનાં બોલંદ હીમતનો મેહરબાનીની ખાંડ તથા સર્વે નાંઢલાં મોટાઓનો અજીજ મેહરબાન ગરીબ પરવર ફેજ ગોસનાર રોશન કએઆરી મરદુમ સનારી મોટા ઘરનો બોજોરગ ખાનદાનનો નામીચી બુનીઆદનો નેક નામ નેક કામોનો કરનાર ખાન સાહેબ બહાદોર કે જે ધનજીસાથી જેહાનમો ઇયાંદગારી ભરેયો રહેલો છે તે અજાયબ તાલેનો શેહરેમરદ નામદાર અરદેશર શ્રી સુરત મધે મકાન રાખે છે કે જે સાહેબની જવામરદી અને દલેરીનાં પરતાબથી તથા મુબારક કદમથી તે જગોથી તમામ ચોરોની બુનેબેખ નેસ્ત તથા નાબુત થાયેલી છે. અને તે સાથે તમામ રાહાદાર વાટપાડા અને પીંઢારાઓની જફા તથા જોલમો પણ તે જગાના તમામ લોકો ઉપરથી ટલવાથી એ સરબે સુરત શેહરની રૈયત અમન ચમનમાં આબાદી સાથે રહે છે તે અરદેશર બાહાદોરને અએ પરવરદીગાર જમાનાની હર એક આફત તથા બલાઓથી તું હંમેશ નેંઘા રાખજે અને સદા ખોશબખતી ભરેયો તેને રાખી એને જયાંસુધી આસમાનો ઉપર સેતારઓનું

ફરવું છે ત્યાં તુલીક તેની ઉમરને દરાજી કરજે ઇઆને નામદારી ભરેલાં તેના ફરજનદાન ફરજનદોની વરધી કરજે અને તે અરદેસર બાહાદોરને તમામ ફરજંદો અને ખેશાવંદો અને ઇઆર આશનાવો સાથે લાર તથા ખુશી ભરેઓ હંમેશાં આબાદ રાખજે કે જે અરદેસર બાહાદોર નેકશી-આતખાનના નામીચા અને આખા પારસી ટોલામો વખણાએલા તથા દીલ્લીની પાદશાહતથી માન પામેલાં ખાનદાનમોનો મોટા મરતબાનો એક નાંમીચો અને નમનતાઇ ભરેલો સારા સ્વભાવનો અને નરમ મીજાજનો શાદે દેલ પુરૂશ છે કે જે સાહેએ પોતીકી જાતી હોશીઆરી અને કુલેવરીથી તમામ પોતાની ઉમર **નામદાર અંગ્રેજ બાહાદોરનાં** સરકારી કારોબાર ચલાવવા પછવાડે ખરચ કરી ઘટતી સુધરાહી તથા ઇમાનદારીથી સરકારી વહીવટ ચલાવેઓ તેથી કરીને આપણી સરકારે નામદાર દાલતમદારથી એ સાહેબને બાહાદોરીનો ખેતાબ અને બારંવાર ઈનામો ખેલઅતો તથા જાગીરો મલ-વાએ કરી મોટું માન અને નામીચુ નામ મેલવેઉ છે. જે અરદેશર બાહા દોરનાં બાવા જીનતગુજીન ધનજીશાહ બેહરેમંદખાન કે જે સાહેબને ગવરનર ડંનકનના વખતમાં શ્રી સુરતના ચીફ મીશતર ક્રોએ માંદવીનાં રાજાનાં ગામ ઓદ્યાનમો અંગ્રેજી સરકાર તથા વોહરાને વચ્ચે લડાઈ થાઇ તેમા તા ૧૯મી જાનેવારી ૧૮૧૦ના વરસમો ગુજરેઓ તે ઇમાનદાર સરકારની વીસવાસી ચાકરીના અવેજમાં કંમપની સરકારે કેટલીએક જાગીરો તેની પેહડી દર પેહડીને બખશી છે કે જેની ઉપજ આજ દીને વરસ દહાડે આસરે રૂા. ૬૦૦૦૦) સાહઠ હજાર રૂપીઆ ઉપજે છે. જે અરદેસર બહાદોરનો બેરાદર વલા ગોહર સુધ અને સાચ્ચો અને ગોહર બુધ્ધીનો અને સખે તાલેનો અને બોજારગ મરાતેબનો ખાન સાહેબ શેઠજી ફરોજશાહજી ધનજીશાહજી કે જે સાહેએ પોતાની લગભગ આખી ઓમ્મર સરકારી કાર-ભાર ચલાવવા પછવાડે ખરચ કરી હતી તેથી કરીને સરકારી કામ ચલા-વવામાં મોટો માહીતગાર અને પુરવીન થાએઓ હતો તે કારણ ઉપરથી તથા એ સાહેબની જાતી હોસીઆરી અને ચાલાકીને લીધે અંગ્રેજ સરકારના સુરતખાતાનાં મેહસુલોમાં ઘટનો અને વાજબી વધારો અને સેંકડો પરગણાઓમા ઘટતી સુધરાહી કરી દેખાડી અને ઇમાનદારીથી સરકારી વહી વટ ચલાવેઓ તે સાથે રૈયત અને ખેડુતોને આબાદ રાખેઆ તે હતાં ઇનામમાં કેટલીએક જાગીરો **ગવરનર એલફીસટન** તથા **માલકમના** વખતમાં મલી છે અને વારે ઘડીએ ઇનામો અને ખેલાઅતો તથા ખેતાબો

મલેઆ છે. અને એ મરહુમ ફીરોજશાહ સાદો સુધો સખી તમેહનો પરમ ખાતામાં હનો કે જેહનાં ફેજને સુરતની આસપાસનાં ખેડાઓના ઘણુખરા બલકે સઘલા માનસોનો પરતીપાલ થાતો અને હેની સખાવત તથા બખ-શેસથી દર વરસે ઓછામાં ઓછાં એકસોથી તે ડોહડશો છોકરાઓના લગ્ન થાતાં તે સાથે જે ખરા અને વાજબી નાંદારો હતા તેવોની એ સાહેબ પરપરસી કરતોં એ બેહસ્તી ફીરોજશાહ મહાવીદવાન અને ભારે હોનરવાન હતો કે જે સાહેબ અંગ્રેજી, ફારસી, અરબી, ગુજરાતી, સંસ્કૃત ભાશા પોખતગીથી જાનનો અને ગ્રંથ તથા ગ્રંથકારોને પોતાના દોસ્ત રાખતો ને હરએક હોનર તથા એલમ તથા પાકની અજમાયેસ કરવા પછાડી હજારો રૂપીઆ ખરચતો હતો એ સાહેબ જેવો કામેલ રાસ્ત અને અકસપાતી મનસેફ ગામડીઓમાં ઘણાજ થોડા બલકે કોઇ નહી હશે તે ફીરોજશા તા. ૨૦ જુન ૧૮૪૩ને દીને ગુરેસમાન મંકાની થાયેયો છે કે જેહની ખુબી અને ભલાઇ સુર્યના તેજની પેઠે રોસન છે તેથી તેનું નેકનામ ચંદરોકાલ સુધી જીવતુ જાગતું છે.

"......એ રીતની બોઝોરગી ભરેલાં અને વખણાયેલા ખાનદાનના નામદાર અરદેશર બાહાદોર છે કે જે સાહેબના બાપદાદાની પેહડી દર પેહડીના સાહેબોએ દીલીના પાદશાહતથી તથા નામદાર અંગ્રેજ બાહાદોરની સરકારથી બોઝોરગી ભરેલા નામ અકરામ અને માન ઇનામ ને ખેલઅતો તથા જાગીરો પામેઆ સાથે હકુમત ચલાવતા આવેયા છે કે જે સાહેબોની નેકી ખુબી તથા બોઝોરગી અને સખાવત તથા બખશેસ અને નમનતાઇ તથા ભલમનસાહીનો આપણાં મોલકો ઉપર આફતાબની મીશાલે રોશન છે તે સઘલી સેફતોનું બએયાંન એ કમતરીનની જબાન બોલવાને અને કલમ લખવાને અશકતીવાન છે કાંએજે દરીઆની નજદીક એક કતરાનો આસરો હોય નહી તે નામદાર બાહાદોર શેઠીઓ જયારે મેહરબાની અને નવાજેસની નજર અને પરવીનતાઇની દરશટીથી એક મરતબે એ કેતાબનાં તરજમાંના પરસન અને કબુલ કરશે ત્યારે માન ભરેલી વખાન પામેલી એ કેતાબ થાસે."

'સદદરે બેહરે તવીલ, ઇઆને શોઓ બાબ અથવા સોઓ દરવાજાની કેતાબ એક શ્રી ખોરાસાનના રેહવાસી મુલા રૂસતમ અસફનદીયાર તથા મુલ્લા બે હજાદ રૂસતમે લાંબી બેહરને વજનનાં ફારશી નાંમીયા બેતો મધ્યે બનાવેલી ભલી દીનનાં લોકોને અમલ કરવા લાયેક ભરેલી છે તે

સદદરે મેહરેતવીલનો આ ગુજરાતી ભાષામા તરજુમો કરો છો. એ કેતાબનો તરજુમો કરી છપાવનાર બરજોરજી મોબેદ નવરોજી ટાટા. શ્રી મુબાઇ મધે દફતર આશકારા છાપાખાનામાં છપાઇ છે. ઇજદેજરદી સને ૧૨૫૩ ઈસવી સને ૧૮૪૪ તા, ૧લી જુને તરજુમો કરી આપનાર દસ્તુર મીનોચેહરજી એડલજી જામાસ્પઆસાનાં.''

મજકુર શદ-દરે-બેહરે-તવ્વીલની કીતાબના ગુજરાતી ભાષામાં થયલા તરજુમાની ચોપડી મને માનવંત શમ્સ-ઉલ-ઓલમા દસતુરજી દારાબજી દસતુર પેસોતન સંજાણા તરફથી ઘટતા ઉપયોગ સારૂં મંગાવી હતી.

---

## સુરત શેહરનાં પ્રખ્યાત કોટવાલ બહાદુર અરદેશર ધનજીશા બેહરેમદખાનની કીરતીનો ગરબો.

રાગ—કેદી બન્યો ભુપાલ.

આવો સરવે મલી સંગાત શહેરે સીતારો જન્મીઓ,
તેની હરખે કરો સઉ યાદ શહેરે સીતારો જન્મીઓ.

સાખી

ઇસવી સને સતરસો ને સતાણુંના સાલ
જનમ થયો સુરતમાં તેનો ટુંકમા ગાઇએ ખ્યાલ–શહેરે૦
થઇ ગયાને થસે અનેક સુરા સરદારો નેક,
પણ ખરો વીર તે થઈ ગયો જેનુ નામ છે અરદશર શેઠ–શહેરે૦
બાપ તેઓના ધનજીશાહ હતા ખરા શુરવીર,
જાન ગયો બોઢાનમાં ફતવો જાગતાં નીકલયો પીર—શહેરે૦
ધનજીશાહની કત્તલથી બ્રીટીસને લાગ્યો કહેર,
મોકલ્યુ લશકર બોઢાનમાં લીધું ધનજીશાહનું વેર–શહેરે૦
માતા અરદેશરતણી નામ જીવીબાઇ,
પનોતા પુત્રને જનમ દઈ ભાયેગવંત કહેવાઇ—શેહરે૦
અરદેશર ને પીરોજશાહ કંઈ બંધે ભાઇઓ થાય
નેકશીયાતખાનની ઓલાદનાં તેની પડખે સરકાર ધાયે–શેહરે૦
વડવાઓથી વફાદારી બે સદીની કહેવાઇ
પણ કીર્તી અરદેશરતણી દેશ પરદેસ વખણાઇ–શેહરે૦
શેહર સુરતમાં ભય ઘણો લુટારા ભીલનો ત્રાસ,
નહી મટે કંઈ અનેકથી તેણે ટાલ્યાં તે દુ:ખ છ માસ–શેહરે૦
અકકલ ને યુકતી ઘણી છે અરદેશર પાસ,
તરેહ તરેહના લેબાસને પકડે ચોર ચોપાસ—શેહરે૦
પહેલી હાકમી કોટવાલની મલતાની જે સાથ,
દોર ભાંજીયારે ભીલતણા ઉખેડીયા જડમુળથી તે ત્રાસ–શેહરે૦
દીવસે કચેરી દીવાનખાને રાત્રે રોણ ફરાય,
તું હાકમના હુકમ વગર ડગલું કોણથી ભરાય—શેહરે૦
દીન રાત તુને જપ નથી બે ઘડીનો કોય
રોણથી તું પાછો ફરે કે પ્રભાત્યું પડતુંજ હોય–શેહરે૦

સુંદર સરીતા એ શેહરમાં કંઇ અનેક કોપો થાય,
આગ વરાળને રેલની તો ગણત્રી નહીંજ ગણાય—શેહરે૦
તેવા સમે તું બહાદુરે તન મન ધનની સાથ,
સેવા બજાવી રઇયતની ઉભો ખડે પગે દીનરાત-શેહરે૦
પગથીએથી પગ ચહડે ઠેઠ મજલે પોંહચાય
તેમ દર દીવસે પાયરી વધે તહારા ઉંચ દરજ્જા થાય-શેહરે૦
અરદેશરનો ડર ઘણેઃ શેહર સુરતની માહે
કણી વાંકે કાપતા નહી ફગરસ લાંચ ખવાય-શેહરે૦
સીપઇ સવાર ને હમાલ ભોઇ ચોપદારોની ફોજ,
ગેરીસન પોલીસની તેની હેવડીએ રહે છે રોજ-શેહરે
ચોકીબાન ને નેકીબાન ચોકેલા ચંચલ
મતઆલા હમાલો તેનાં સાથે ગરાસીયા પહેલવાન—શેહરે૦
ચોરો ભીલના વરસાસન મુકાદમને અપાય
ખબર કરે તે શેઠને જેનાં બેઠા પગારો જાયે—શેહરે૦
અરદેશરને દીવાનખાને કંઇ કંઇ ઇનસાફ થાય
રાજા રંક ને રૈયતના હક ઇલાકા અપાયે—શેહરે૦
દેખાવને દબદબા ઘણા સોભા વરણી નહી જાય
દુરથી જોતાં જે જણાં તેના પગ તો થરથર થાય—શેહરે૦
સહલા લીએ અરદેશર તણી અમીર ને ઉમરાવ જાન
સરકારે તુજને ગણી દીધું પોલીટીકલ એજંટનું માન-શેહરે૦
દરબાર ભરાય તુજ કારણે ગવરનરો આવે ખાસ,
માન આપવા તુજ બારણે છે સરકારનો જમણો તુ હાથ-શેહરે૦
રાજા રઇયતનો માનીતો છે સાચ્ચો તું નેકનામ
સાત ઓધ્ધાથી જાનીતો તુને મલીયો છે બાદશહી ચાંદ-શેહરે૦
દરબાર ભરી સરપાવ સહાજ અધ્યાચ અનેક માંન
ખેલાત ને જાગીરીતણા વખણાયો છે બહાદુર પહેલવાન-શેહરે૦
સરપાવો મેલવી સવારી નીકલે તહારી રઇયત હરખાઈ જાય
વડવાઓના નામ વધારી પારસી રાજો કહેવાય—શેહરે૦
દરબારેથી દવારે આવે રાજા નવાબોની સાથ
જાઇબાઇ મોતીની થાલ લાવે ને આવાંબાઇ વધાવે સંગાથ-શેહરે૦

સહુાજન મહુાજનમાં શેઠજી મુઠ [illegible] દેખાય
મીજલસ મલતાં હુાજરીથી જોઇને લોક કંઈ રાજી થાય-શેહરે૦
ખરએરાદી ખરચાય છે પાછો ફરે નહી [illegible]
ખોબે મુઠઠે અપાય છે દાતાર દીલનો શેઠ [illegible]-શે[illegible]૦
ખાસો આમ તહુારી દેવડીએ સહવારૂં પડતાંજ હોય
રાજા રાણા બાજુ મુકી ફકીરની આરજુ સાંભલતો હોય-શેહરે૦
કુવા વાવ તલાવ સાથ રસ્તાઓ બંધાય
રઇયતના તો સુખને કાજ તહુારા ગાંઠના પઇસા ખરચાય-શેહરે૦
શેહર સુધારા અનેક તરેહુ ફરતા કોટની માંહે
છુપી પોલીસ પાહુરા ભરે ફરતા ડાંડીઆથી જાગરૂતી થાયે-શેહરે૦
રીત રેવાજ મુગલઈ લીધા પેહરવાસ પોસાકબી એજ
માંથે હીરાનો છે સરપેચ જેની કમ્મરે તલવાર લટકેછે-શેહરે૦
રંગ રામશની તહુારા મહેલમાં ને જંયાફતો અપાય
ગવરનરો ને રાજા તણી કંઇ અનેક મીજલસ ભરાય-શેહરે૦
દેશ પ્રદેસ પ્રખ્યાત છે કોટવાલ બહાદુર નામ
સરકારમાં વિખ્યાત છે તહુારી ખાસી પાલખીને સલામ-શેહરે૦
સુરતના સદ ભાયેગ તુ જેવો પેદા થાય
ફરજ બજાવી ખરેખરી કે મારી રઇયત સુખે ખાય-શેહરે૦
રઇયત તહુારા કામથી દે છે દુવા હજાર
ડર ભાંજીયા તે ડાઝથી સુતા કીધા ઉઘાડે દ્વાર-શેહરે૦
અરદેશરની ઓલાદમાં તેનો જીવીયો એકજ પુત
નામ હતુ જહાનગીરશાહુ જેના આવરદા થયારે ટુંક-શેહરે૦
ધન ધન અરદેશર તને ધન તુજના જે કામ
બેહસ્તમાં યારી મલે રહયું જગમાં તહારૂ નામ-શેહરે૦
અરદેશરની યાદમાં ગરબા જોડે જેહ
ગાએ ને ગવરાવે તે પર કીરતાર રાજી રેહ-શેહરે૦
અઢારસો ને છપ્પનમાં ફેબરવારી માસ
આવ્યો પેગામ અજલનો તેણે પરવરે લીધો પાસ-શેહરે૦

રચનાર-પે. બ. વા.

વેળા જે રચના તથા દોરધામ કરવામાં આવે છે તે ઈરાનની મોહટાઈ અને જાહોજલાલી બતાવી આપવા એક દાખલા તરીકે પુરતી છે

"નામદાર શાહ વર્ષમાં એકથી વધુવાર પોતાના તાબાના હાકમોને તેમની ચાલચલણને અનુસરતા ખલતોની નવાજેશ કરે છે એ ખલતો બે જાતના છે.

૧ લો "ખલતે એલતેફાતી" અથવા મેહરબાનીનો ખલત એ ખલતો હાકમોની સારી સભ્યતાને માટે તથા તેઓને તેમના હોદ્ધાપર ફરી બીજી વાર મુકરર રાખવાનો હોય છે.

૨ જો "ખલતે માજુલી" અથવા તે હોદ્ધાપરથી રૂખસદ આપવાનો હોય છે એ બન્ને ખલતો વચે જયારે તેઓને "એલતેફાતીનો"નો ખલત મલે છે ત્યારે તેઓ અછી ધામધુમ અને રચના કરે છે પણ જયારે માજું લીનો મલે છે ત્યારે બેરનીજી રચના કે ધામધુમ કરતા નથી પણ ફકત પાદસાહનુ માન જાલવવા દમ વગરની રચના કરી પોતાપર આવી પડેલી ફરજ અદા કરે છે. જેમ આગલ જણાવ્યું છે તેમજ ખલતની ચીજ પાદશાહ તરફથી હાકમને મલનાર હોય છે. તેની તેને ખુશ થઇ તે ચીજના આવી પુગવાની રાહ જુએ છે તથા તે પ્રસંગે રચના કરવાની ગોઠવણ પણ કરી રાખે છે. પાદશાહ જે ખલતની ચીજ રવાના કરી આપે છે તે કોઈ અનજાન્યા માણસ પાસે મોકલાવતો નથી પણ જેને તે વરતાવવા માંગતો હોય છે તેની સાથે મોકલે છે કે હાકમ તરફથી મલતું બક્ષીસનુ ઇનામ તેને એક નવાજેશ તરીકે થઇ પડે.

"રવાના કરેલો ખલત હાકમ પાસ આવી પુગે તેવો તેને પોતાના શરીરપર એકદમ મેલતો નથી. પણ તે માટે મુરત જોવાડી એક દહાડો મુકરર કરે છે. એ દહાડે મલતી મીજલસમાં હાજર થવા શહેરના ખાસ લોકોને નોંત્રા કરાવે છે આ વખતે શહેરનો વડો "કલમતર" અથવા પોલીસ કમીશનર પોતાની ગીરિનાં ઘણાં નાણાં ખરચી ભરાતી મીજ-લસમાં હાજર કરવા તરેહવાર મીઠાંઇ અને બીજી ચીજો તૈયાર કરી રાખે છે. ઠેરવેલે દહાડે તે સર્વે ચોજને શેહરની બાહેર કોઇક સરકારી બાગમાં લઈ જઇ ત્યાં અછી ઢપમાં ગોઠવી રાખે છે મુકરતના વખતની આગમજ નોંત્રેલા લોકો ભારે ઠાઠમાઠ સાથે એકેક પાછલ બાગમાં આવે છે તેમ હાકમ પણ ત્યાં આવી બાગના કોઇક ખાનગી ઓરડામાં બેસી રહે છે.

એટલું થયા પછી વાજીંત્રો અને વાવટાઓ સાથ પેદળ અને ઘોડેસ્વાર લશ્કરની ટુકડીઓ તથા ટોપખાના દરવાજા નજીક સજ સમારી ઉભાં રહે છે એ ઉપરાંત કાંઇક હજારો સ્ત્રી પુરૂષો અને બાળકો તેમજ ધંધાદારીના વડાઓ પોતાની જાતના લોકો સાથ સરઘસના આકારમાં મેદાન તરફ આવે છે. આ વેળા તેઓ પોતાની સાથે "સીસે નંબાત" (કાળા રંગનો લાંબો સીસો જેમાં સાકરનું થોડું પાણી ભરેલુંજ હોય છે) લેતા આવે છે આ ઉપલો જમા થયેલો દેખાવ એવું બતાવી આપે છે કે આખું શહેર ખાલી થઇ તમામ લોકો મેદાનસાફ આવી ઉભા છે, એ દેખાવ ખરે વિચિત્ર નજરે પડે છે.

સુડવેલા મુહર્રમની એક એ ઘડી આગમજ હાકમ પોતાના અંગની ઓરડામાંથી નીકળી ભરાયલી મીજલસમાં આવે છે કે સર્વ કોઇ ઉભા થઇ પોતાના શર નમાવી તેને ઘણો આવકાર દે છે. હાકમે પોતાની બેઠક લીધા પછે પેલો આવેલો ખલત એક ખાસ ખીદમતગાર તેને સુનેરી ખુમચામાં મેલી હાકમ હજુર લઇ આવે છે. આ જોતાં તે પોતાની બેઠક પરથી ઉઠી ઉભો થઇ તે બક્ષસની ચીજ પોતાના હાથમાં લઇ તે પર આંખો ફેરી તેને ઘટતી જગે પોતાના શરીરપર પેહરે છે તે ખલત પેહરી રહયો કે મીજલસીઓ એક અવાજે "મુબારક થાય" એવા આશીરવાદ દે છે, "તેનો જવાબ તે "ખાને આબાદ" કરી વાળે છે આ પછે હાકમ મીઠાઇ ખાવાનો મજલીસીઓને જણાવતાં સર્વે કોઇ જરારતી પોતાના મોહડામાં નાંખી પોતાના મોહડાં મીઠા કરે છે. ખલત પેહરી રહયો કે સલામતીની બેતરી પરથી ટોપો ફોડી માન આપે છે તથા વાજીંત્ર વાગી સર્વ કોઇનો ખુશીના ખબર આપી રહે છે. એ બાદ હાકમ પોતાના ખાસ જરીન જડાવનાં સાજ સાથના ઘોડાપર સવાર થઇ બાગના દરવાજામાંથી ધીમે ધીમે બહાર આવે છે કે બહાર ઉભેલાં લોકો તેને ખુશીના અવાજોથી વધાવી લે છે ત્યાંથી આગલ ચાલે છે કે ખતકે ખતકે દર ધંધાદારીનો વડો તેના ઘોડાની પાસે જઈ પેલો 'સીસે નંબાત' તેના પગ પાસે ભાગી નાંખી મુબારક થાય એવા વચનો બોલી હાકમથી 'ખાને આબાદ'ના શબ્દો સાંભલી પોતે ખુશ ખુશાલ થાયે છે. આ સઘલી ક્રીયા અને રચના તમામ થઇ રહેતા હાકમને મારગમાં ઘણો વખત રોકાવું પડે છે તે પછે તે શહેરના દરવાજામાં દાખલ થયો કે સાથે ચાલતુ સર્વે સરઘસ વીગેરે તમામ લોકો વીખરાઇ જઇ

થોડા વખતમા જાણે મેદાનમાં કોઇ હતુ નહી એવુ કરી મેલે છે. હે ઇશ્વર આ તે કેવી રચના અને કેવો દેખાવ! આ ખલત પહેરવાના દહાડા ને "ખલતપુશી" કરી કહે છે તેથી તે દહાડો એક તહેવારના દહાડા તરીકે ગણાએ છે.

"હાકમના શહેરમાં દાખલ થવા પછે જે દહાડો બાકી રહયો હે.ય તો તેમ નહી તો કે બીજે દહાડે મોટા લોકોની સલામ લેવા તે જાહેરમાં બેસે છે. આ પેલા કેટલાક જણુ પોતાની સાથે આગલ જણાવ્યું છે તેમ એક "કાસે નંબાત" લેતા જઇ તે હાકેમને ભેટ આપે છે. આ વેળાની રચના પણ ઠીક થાયે છે તેજ દહાડે રાત્રે પોતાના મહેલમાં રોશણી કરાવે છે તથા જાહેર લોકોને ગમ્મત આપવા આતશબાજી કરી બતાવે છે એ આતશબાજી જો તે કોઈપણ પ્રકારે આપણા દેશ ખાતે થાતી આતશબા-જીના જેવી ભપકાદાર અને મોટા વીસ્તારની નથી તોપણ તે મુલકની હાલત સાથ સરખાવતાં ઘણે દરજ્જે સારી માલમ પડે છે હાકમ જે ખલત શાહથી મેલવ્યો તેના ઉપકાર તરીકે તેને માટે મોટા એક નાદર હદીઓ મોકલી આપે છે તેમજ ધર્મી ભીક્ષુકોને દાન આપી તથા પેલા ખલત લાવનારા શખસને મોટુ ઈનામ બક્ષી સઉ કોઈને રાજી ખુશી રાખે છે".

"ખલત" અથવા "ખેલાત" એ કેવી રીતનો માનનો ખેતાબ હશે તે જાણવા માટે જીગ્નાસા થતાં એક પુરાણાં ગ્નાનવર્ધકમાં મને નજરે પડ્યો જે વાંચનારને આ ઉપલા ઇરાની હેવાલથી કંઈક ખ્યાલ આવી શકસે. માટે ટાંકી બતલાવ્યો છે. ધ. બ. વા.



તવારીખના સમાવેસમાં

# દીલ્હી શાહનશાહતના મોગલ બાદશાહનાં નામો.



| ઇ. સ. | |
|---|---|
| ૧૭૧૯-૧૭૪૮ | જહાંનદારશાહનો બેટો રોશન અખ્તર માહમુદશાહ. |
| ૧૭૪૮-૧૭૫૪ | અહમદશાહ. |
| ૧૭૫૪-૧૭૫૯ | આલમગીર (બીજો) |
| ૧૭૫૯-૧૮૦૬ | શાહઆલમ (બીજા.) |

"મરાઠા ડાયરી"

ઈ. સ. ૧૮૨૮. દીલ્હીનો શાહજાદો સુરત આવ્યો હતો ત્યારે અરદેશર માટે સપેહસાલારનો સીરપેજ સાથ તલવારની ભેટ લાવ્યો હતો.[૧]

---

૧ મહમદ અકબર બીજો (અબદુલ નાસર મોહીઉદ્દીન મહમદ) ઇ. સ. ૧૮૦૬-૧૮૩૭ સુધી દીલ્હીમાં નામનો પાદશાહ હતો તેના મરણ પછીથી તેનો બેટો મહમદ બહાદુરશાહ બીજો ગાદીપર આવ્યો અને એજ પ્રમાણે ઇ. સ. ૧૮૫૭ સુધી રાજ કીધું. જે વરસમાં તેને ગાદી પરથી ઉઠાડી મુકીને "ઇન્ડીયન સીપોય મ્યુટીની" વખતે કેદ કરવામાં આવ્યો હતો તે હેવો જોઇએ.

(૧૬૬)

સુરતનાં નવાબ તેગબેગખાંન
ઈ. સ. ૧૭૪૫

મોઈજુદ્દીનખાંન ઇ. સ. ૧૭૫૯
Ascended the musmid of
નવાબ

કિઆમત ખાંન સ. નવાબના છોકરી

ઇ. સ. ૧૭૬૩ નવાબ હુરીઝુદ્દીન હુમ્મદખાંન

ઇ. સ. ૧૭૯૦ નવાબ નિઝામુદ્દીનખાંન

મરણ તા. ૮-૧-૧૭૯૯

ઈ. સ. ૧૭૯૯ નવાબ નાસરૂદ્દીનખાંન

મરણ ઇ. સ. ૧૮૨૧.

નવાબ અફઝલુદ્દીન ખાંન

મરણ તા. ૧૪-૮-૧૮૪૨.

નવાબના જમાઇ

મીર જાફરઅલીખાંન બહાદુર

બખ્તીયારનીશા બેગમ છેલ્લા નવાબના દીકરી

મરણ ૧૮૪૫.

દીકરીઓનાં નાંમ

વડાં બેગમ અમતુલનીશા, હૈદરાબાદના નવાબ મીર આલમખાંનના ધણીઆની

છોટા બેગમ રહીમુનાશા, તે નવાબ ખાંનબહાદુર ગુલામબાબાખાંનના ધણીઆની

હાલના નવાબ
સરદાર મીર મુઝફ્ફર હુશેન ખાંન સાહેબ.

ઉપલી વંસાવલી મારી સદીની સહાદતમાથી આપી છે.

ધ. બ. બા.

## તવારીખના સમાવેશમાં

# સુરતનાં નવાબ સાહેબોના નામ.



ઇ. સ.

**૧૭૪૪** નવાબ તેગબેગખાંન.

**૧૭૪૬-૧૭૫૮** સુધીમાં બેગલરખાંન, સફદરખાંન (બે વખત) મોઇજુદીન ખાંન કે મીયાં અચ્ચંન (બે વાર) અને અલીન વાઝખાંન સ્વતંત્ર નવાબી ભોગવવાને માંહોમાહે લડયા હતા. એમાંના કોઇએ મરાઠાની તો કોઇએ સીદીની મદદ લઇ ગાદીપર બેઠેલાને ઉઠાડી મુકી પોતે નવાબ બનતો આ ખટપટમાં મદદ કરનાર ચીમનાજી આપાને સુરત શેહરની ચોથને, બે દરવાજાની ઉપજ મીયાં અચ્છને આપી. આ ચોથ દાખલ કરાવનાર સુરતનોજ શેઠીઓ જગન્નાંથ નામે હતો. આ મીયાં અચ્છંનના વખતમાં અંગ્રેજોએ કીલ્લો લીધો, અને ત્યારથી નવાબોને દીલ્લીનાં પાદશાહને બદલે અંગ્રેજો ગાદીએ બેસાડવા લાગા. આવી સ્થીતીમાં એમને સ્વતંત્ર કહેવા કે કેમ એ એક સવાલ થઇ પડે છે. મીયાં અચ્છંનથી સ્વતંત્ર નવાબો કહેવાય છે, પણ નવાબ તગેબ્ખતખાંન અને તેના પછીના બેગલરખાંન, સફદરખાંન અને અલીનવાઝખાંન પણ પોતાને સ્વતંત્ર કહેવડાવતા મીઆં અચ્છંન સાથે ઇ. સ. ૧૮૫૯ થી ૧૮૦૦ સુધીમાં ચાર સ્વતંત્ર નવાબો નીચે મુજબના થયા છે.—

મીંયા અચ્ચંન ૧૭૫૯ હાફેઝુદીનખાંન ૧૭૬૩ નિઝામુદીનખાંન ૧૭૯૩ અને નાસરૂદીકખાંન ૧૭૯૯ માં ગાદીએ બેઠા હતા"

"ગુજરાત મિત્ર
હીરક મ્હોત્સવ અંક ૧૯૨૩".

## તવારીખના સમાવેસમાં આવેલાં
# સુરત જીલ્લામાંના દેશી રાજ્યોનાં રાજ કર્ત્તા મહારાજા મહારાણા તથા નવાબ સાહેબોનાં નામ.



### ધરમપુર નરેશ પ્રટની રામનગર.

ઇ. સ.

૧૭૮૭-૧૮૦૬ મહારાણા શ્રી રૂપદેવજી, આ મહારાણાનાં વખતમાં ઇ. સ ૧૮૦૨ ના વસઇના કોલેકરારથી પેશ્વા સરકાર સાથનો સંબંધ છુટી બ્રીટીસ સાથે થયો હતો.

૧૮૦૬-૧૮૫૬ મહારાણા શ્રી વિજયદેવજી, આ મહારાણાનાં વખતમાં બળવો ફાટી નીકલ્યો.

૧૮૫૬-૧૮૫૯ મહારાણા શ્રી રામદેવજી, આ મહારાણાનાં વખતમાં બળવો શાંત થયો.

---

### સ્વસ્થાંન વાંસદા.

૧૭૯૩-૧૮૧૫ મહારાવલ શ્રી રાયસીંહજી.

૧૮૧૫-૧૮૨૯ મહારાવલ શ્રી ઉદયસીંહજી.

૧૮૨૯-૧૮૬૧ મહારાવલ શ્રી હમીરસીંહજી.

૧૮૬૧-૧૮૭૬ મહારાવલ શ્રી ગુલાબસીંહજી.

---

### સચીન સ્ટેટ.

૧૭૨૦-૧૮૦૨ નવાબ સાહેબ બાલુમીંઆ.

૧૮૦૨-૧૮૫૩ નવાબ સાહેબ ઇબ્રાહીમ મહમદ યાકુતખાંન.

૧૮૫૩-૧૮૬૮ નવાબ સાહેબ અબદુલ કરીમખાંન.

# સુરતની મોટી આગની લાવણી.

---

રાગ—દ્રુપદ.

નિરમલ નગ્ર કીઆ ભષ્મ, જલાકર સારા શેહર પ્રલયકારે.
સુરતથી ગુનેકી મુરત, ઉનપર ઉઠે કીરતારરે
ચોક.

॥ ૬ ॥ થી કલી.

" એસા ગજબ મત પડિયો કીનપર, હુવા અગાથ પ્રગટી જવાલા
બારે અગારે પોંહચે, ત્રીસ કોસ ભયા ઉજીયાળા
દોહોરે બબે ચલાતા પાની, જેસા તેલ અગ્નીમે ડાલા
પ્યાદે લે કોટવાલ ખડા રહા, અરદેશર ટોપીવાલા
દો રાત દીન ચલે પાઉસે, સબ રૈયતકા હોએ ભલા
સદા રહેમત એસે મર્દોકું, સાહેબ આગે નહીં ચલા. '

"ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક ૧૯૨૩."
પાનુ ૧૫૩.

રાગ માંડ.

---

શેર નર સાચ્ચાથી, સેવાના કામ
કરવી છે બહાદુરી તમામ,
હાંરે તેણે ,, ,, ,,
શેર નર.

ચોર ને લુટારા, ભીલ ને પીંઢારા
રંક અને રાયતો, બીહુકે મરનારા
બચાવ્યા છે, તેઓના જાન,
હાંરે તેણે ,, ,, ,,
શેર નર. ૧

રાત અને દીન, એણે સરખા કરીયાં છે
ચંદ્ર અને સુર્ય, એકજ ગણીયાં છે
તેની તલવારને નથી કંઇ મ્યાંન
હાંરે ,, ,, ,, ,,
શેર નર. ૨

દાદા ને બાપના પગલાંએ ચાલી
નેકશાતખાનનુ નામ દિપાવી
બ્રોટીશનો જમણો તું હાથ
હાંરે ,, ,, ,,
શેર નર. ૩

શેહર સુરત તો તહને આભારી
દુવાઓ દે છે, નર ને નારી
તહારી ખાલી પાલખીને સલાંમ
હાંરે, તું વખણાયો બહાદુર પેહલવાન
શેર નર. ૪

રચનાંર—વ બ. વા.